પ્રકાશન નં. : ૫૪

# નબવી રાત દિન

લેખક

મવલાના ઈલ્યાસ નદવી ભટકલી સાહેબ



અનુવાદક

મવલાના મુફતી ઈસ્માઈલ અદા સારોદી સાહેબ

પ્રકાશક

જામિઅહ ઉલૂમુલ કુર્આન, જંબુસર

મુ. પો. જંબુસર, જિ. ભરૂચ, ગુજરાત પીન : ૩૯૨૧૫૦,
ફોન : ૨૨૦૭૮૬-૨૨૦૨૮૬ / ફેકસ : ૨૨૨૬૭૭
www.jamiahjambusar.com
e-mail : jamia@satyam.net.in

احسن منک لم ترقط عینی

واجمل منک لم تلد النساء

خلقت مبرا من کل عیب

کانک خلقت کما تشاء

(سیدنا حضرت حسان بن ثابتؓ)

આપ સલ. જેવા ખૂબસૂરત આજ સુધી કોઈ આંખે નિહાળ્યા નથી અને આપ સલ. જેવા ખૂબસૂરત કોઈ ''માં'' એ જણ્યા નથી. આપને દરેક ખોડ-ખાંપણથી પવિત્ર પૈદા કરવામાં આવ્યા, જાણે કે આપની ઈચ્છા મુજબ આપને પૈદા કરવામાં આવ્યા.

(શાઈરે રસૂલ હઝરત હસ્સાન બિન સાબિત રદિ.)

# અનુક્રમણિકા





J



# લેખકની પ્રસ્તાવના

الحمد لله رب العلمين، والصلوة والسلام على اشرف

الانبياء و المرسلين وعلى آله و اصحابه اجمعين. اما بعد

નબવી જીવન ચરિત્ર ઉપર અત્યાર સુધી જેટલુ લખવામાં આવ્યું છે ભાગ્યે જ કોઈ વિષય ઉપર એટલું લખવામાં આવ્યું હશે, હઝરત મવલાના સૈય્યિદ અબૂલ હસન અલી નદવી રહ. ફરમાવતા હતા કે આજ સુધી આ વિષય (નબવી જીવન ચરિત્ર)નો હક અદા કરવાનો કોઈએ દા'વો નથી કર્યો, અને ન કોઈ કરી શકે છે. જગતમાં અત્યારે પાંચ હજારથી વધારે ભાષાઓ બોલવામાં આવે છે, અને અલ્હમ્દુલિલ્લાહ ! દરેક ભાષામાં આપના પવિત્ર જીવન વિષે કિતાબો લખાયેલ છે, માત્ર અરબી, ઉર્દુ, ફારસી અને અંગ્રેજી ભાષામાં હજારોની સંખ્યામાં કિતાબો લખાયેલ છે, આ સનમાન આપ સલ. સિવાય અન્ય કોઈ મનુષ્યને પ્રાપ્ત થયેલ નથી. અને આપ સલ.ની પવિત્ર જાતના જેટલાં પાસાંઓ ઉપર રિસર્ચ થયેલ છે. યકીનના સાથે કહી શકાય છે કે એ હેસિયતથી પણ આપ સઘળા માનવીઓમાં એકલા જ છે. વ રફઅના લક જિક્રકની એક આછી ઝલક છે. સારાંશ કે નબવી જીવન ચરિત્રના વિષે કામ કરવું, લખવું એક વણથંભી સિલસિલો છે. અને વર્તમાન યુગના પસાર થયા પછી ભવિષ્યમાં પણ આપના જીવન ચરિત્રના અનેક હેતુઓ બહાર પડતા રહેશે.

લેખક માદરે ઈલ્મી જામિઅહ ઈસ્લામિય્યહ, ભટકલથી દોઢ વરસની છુટ્ટી દરમિયાન ''અઝ્ઝુલ હદીષ'' પર કામ કરી રહ્યો હતો, મુબારક હદીષોની વિવિધ કિતાબોના વાંચન દરમિયાન એવી બાબતો ભલે બીજાઓ માટે નહીં તો મારા માટે તો નવી જ અને આશ્ચર્યજનક હતી, દિલમાં એક જઝબો ઉત્પન્ન થયો કે તેને એકત્રિત કરી મારા માટે અમલનું માર્ગ દર્શક કેમ ન બનાવું ! એ ઈરાદે મેં એને નવી તર્તીબ સાથે સંપાદન કરવાનું શરૂ કર્યુ, જયારે સંપાદનનું કામ સંપૂર્ણ થયું તો વિચાર આવ્યો કે દોસ્તો– અઝીઝોને પણ બતાવવામાં આવે, એવી નેક નિય્યતીના સાથે આજે પ્રગટ થઈ રહેલ છે, આપ સલ.ની મુબારક વ્યકિત વિષેની આ મેહનત પુરી થઈ તે ટાણે મારા દિલમાં કેટલી ખુશી ઉત્પન્ન થઈ રહી છે. એને હું વર્ણન કરી શકતો નથી.




કિતાબની પદ્ધતિને યથાવત રાખવા માટે દુઆઓનો અનુવાદ શાબ્દિક રીતે કરવાના બદલે સંક્ષિપ્ત રીતે લખવામાં આવેલ છે. અને તેમાં પણ કયારેક દુઆઓના અગાઉ તો કયારેક દુઆઓ પછી અનુવાદ કરવામાં આવ્યો છે, એવી જ રીતે જે બનાવો વર્ણન કરવામાં આવ્યા છે તે તે જ સમયે અને તે જ સ્થળે બન્યા હોય એવું જરૂરી નથી, વધુ પડતા બનાવો હદીષની છ સહીહ કિતાબોમાંથી ટાંકવામાં આવેલ છે કિતાબના વાંચકોએ જેની અવશ્ય નોંધ લેવી.

આપ સલ.ના મુબારક જીવન ચરિત્રમાં ઘણી જ વિશાળતા છે અને આ એક નવી પદ્ધતિ સાથે લખાયેલ છે તેથી તેમાં વધારો–ઘટાડો કરવાની ઘણી મોટી છુટછાટ છે, ઉમ્મીદ છે કે એહલે ઈલ્મ હઝરાત પોતાના મંતવ્યની જાણ કરશે જે બીજા પ્રકાશનમાં સુધારો વધારો કરી પ્રગટ કરવામાં આવશે.

સામાન્ય મુસલમાનને દરરોજ કામ આવતી બાબતોને નબવી જીવનચરિત્રના પ્રકાશમાં નબવી અમલી નમૂનો રજૂ કરવાનો પ્રયાસ કર્યો છે અને તે પણ એવી રીતે કે મુસલમાનનો દરેક અમલ સુન્નતના મુતાબિક અદા થાય અને દરેક અમલ કરતાં પહેલા મસ્નૂન દુઆ પઢી શકાય;

અલ્લાહ તઆલા લેખકને અને તેના સંબંધીઓને સર્વપ્રથમ તેના ઉપર અમલ કરવાની તૌફીક અર્પણ ફરમાવે, અને સઘળા વાંચકોને પણ.

وما توفيقى الا بالله، عليه توكلت واليه انيب، ربنا تقبل منا انك انت السميع العليم، وتب علينا انك انت التواب الرحيم۔

والسلام

જામિઅહ ઈસ્લામિય્યહ, ભટકલ

(હઝરત મવ.) મુહમ્મદ ઈલ્યાસ નદવી (ભટકલી ઝી.મ.)

૧૧–જમા.આખર ૧૪૨૧ હિ.સ.

મુતાબિક ૧૧, સપ્ટેમ્બર ૨૦૦૦ ઈ.સ.



બિસ્મિલ્લા–હિર્રહમા–નિર્રહીમ

# રસૂલ(સ.અ.વ.)ના શહેર પર ઉડતી નજર

શામ પ્રદેશનો ઈસાઈ પ્રવાસી યમનદેશના ઈરાદે સફરે નીકળે છે. જયારથી તેણે પ્રવાસનો આરંભ કર્યો છે એક અજાણ્યો ભય તેને ડરાવી રહેલ છે કે કયારે ડાકુઓ તેને લુંટી લેશે અને તેને હાથે–પગે કરી આપશે! અથવા ગરમ હવાઓ તેને બેભાન–બેહોશ કરી આપશે, તરસના કારણે તેનું મોઢુ સુકાય અને તેથી તેનું પ્રાણ–પંખેરૂ ઉડી જાય અથવા તેની સવારી કંટાળ જંગલમાં ફસાઈ જાય, ભાથુ પુરૂ થવા લાગ્યુ, શરીર થાકી ગયુ, તરસના લઈ તેની હાલત કફોડી થઈ ચુકી, તદઉપરાંત પોતાની મંઝિલ પણ હજુ ઘણી દૂર છે, પરંતુ તેણે અડગ ઈરાદો કરી રાખ્યો છે કે કોઈ પણ ભોગે પોતાની મંઝિલ સુધી પહોંચવુ જ છે,રાતના પાછલા પહોરે બાવળના ઝાડ નીચે થોડીવાર રાતવાસો કરી તેની સવારી–ઉંટણી સવારે યષરબ(મદીના મુનવ્વરહ)માં પસાર થવા માટે પ્રવેશે છે, ત્યારે જાણે એનું દિલ કહેવા લાગે છે સવારી–ઉંટણી થાકીને મુખ્યમાર્ગ વચ્ચે જ બેસી જશે, તેવામાં અચાનક શુ જુએ છે કે તેની સવારીની ગતી વધી જાય છે, તરસ દૂર થઈ રહેલ છે અને થાક ઉતરી રહયો છે, તે સિવાય સવારની ઠંડી હવાની લહેરો દોડી રહી છે અને વાતાવરણમાં અજીબ શાંતિ લાગી રહી છે, આકાશની સુંદરતા આજે કંઈક વધારે જ જણાય છે, છેવટે તે વટેમાર્ગોને પુછી બેસે છે કે ‘‘એ હિજાઝ પ્રદેશના રહેવાશીઓ! સમુદ્રની સપાટીથી અઢી હઝાર ઉંચાઈ પર અને રાતા સમુદ્રથી સવાસો માઈલ દૂર આવેલ આ શહેરથી હું વારંવાર પસાર થયેલ છું પરંતુ આજે એના વાતાવરણમાં આવડી તબ્દીલી આવવાનો શું મર્મ છે ! ?’’

તેઓ જવાબ આપે છે કે ‘‘અહિંયા આજે બ્રહમાંડના સર્વશ્રેષ્ઠ માનવીની નુબુવ્વતનું રહેઠાણ છે, જેઓની બરકતના લઈ આકાશ અને પૃથ્વીના સર્જનહારે આ સૃષ્ટિનું સર્જન કયુ છે અને જેના લઈ આ દુનિયાના રંગ અને સુગંધમાં વેગ આવેલ છે, બસ આ જ આત્મિક તબ્દીલીનો ભેદ અને મર્મ છે.’’

એનું નામ ગઈ કાલે યષરબ હતુ અને અત્યારે તેનું નામ તય્યિબહ છે, ભુતકાળમા ગુમરાહ યહૂદીઓ તથા નસારા અને યમનથી ભાગી આવનાર




ઔસ અને ખજરઝ કબીલાઓનું રહેઠાણ હતુ અત્યારે એક અલ્લાહને માનનારાઓનું રહેઠાણ અને પુખ્ત ઈરાદા સાથે સફર કરનાર મુહાજિરોની આસરો લેવાની જગ્યા, કાલ સુધી એ જગ્યાને કોઈ ઓળખતુ ન હતુ આજે પૃથ્વીની બરકતવંતી જગ્યા બની ગઈ છે, કાલ સુધી તેની કોઈ વસ્તુ ધ્યાનમા લેવાને લાયક ન હતી આજે તેની માટી આંખનો સુરમો બનાવવાને લાયક, કાલ સુધી જેની રજકણો અંધકારમય હતી પરંતુ આજે પ્રકાશિત, જેનું વાતાવરણ સુગંધથી ખાલી હતુ અત્યારે સુગંધીત, અત્યાર સુધી આ જગતમાં માત્ર બે શહેરો જ બરકતવંત અને મહાન હતા પરંતુ આજે મકકહ મુકર્રમહ અને અંબિયા (અલ.)નું મથક–શામ પ્રદેશના મધ્યમાં રળીયામણાં પહાડો સાથે ટેકો લગાવીને તથા હરીયાળીવાળા ખજુરોના બાગો અને શાંતમય વાદીઓ–ખીણો અને ગગનચુંબી પહાડોના વચ્ચે ઉપસ્થિત બયતુલ મુકદ્દસના સાથે એક શહેર (મદીનહ મુનવ્વરહ)નો વધારો, ઈસ્લામનો સુર્ય ભલે ફારાનની પહાડીઓ પરથી મકકહ મુકર્રમહમાં નીકળ્યો, પરંતુ જે શહેરના આકાશ ઉપર તેના કિરણો ચમકયા અને માનવજગતને .....

اَلْیَوْمَ اَکْمَلْتُ لَکُمْ دِیْنَکُمْ وَاَتْمَمْتُ عَلَیْکُمْ نِعْمَتِیْ
وَرَضِیْتُ لَکُمُ الْاِسْلَامَ دِیْنًا۔

નો કાયમી સંદેશ સાંભળવાનો મળ્યો તે ભાગ્યશાળી જગ્યા આ જ મદીનહ મુનવ્વરહ, દનિયાની અન્ય જગ્યાઓમાં માત્ર એક જ ચંદ્ર, પરંતુ આ જગ્યા પર બે બે ચાંદ; એક ચાંદ આકાશ ઉપર જેનો પ્રકાશ માત્ર પૃથ્વીના બાહય ભાગ પર પડે છે બીજો ચાંદ પૃથ્વી ઉપર, જેના પ્રકાશથી અલ્લાહની મખલૂકનું બાહય અને ભિતર પણ પ્રકાશિત થઈ ગયું, માનવીઓના આત્માને શાંત્તિ મળી, વરસોની તરસ પુરી થઈ ગઈ અને જેઓના નુરાની અને પ્રકાશિત મુખડાના સામે આકાશના તારલાઓ પણ ઝાંખા પડી ગયા, સારાંશ કે મકકહ મુકર્રમહ જલાલે ઈલાહીનું મથક તો મદીનહ મુનવ્વરહ જમાલે ઈલાહીનું સ્થળ.

ઈતિહાસના વેન્ટીલેશનમાંથી જયારે મેં મદીનહ તૈય્યિબહ ઉપર ઉડતી નઝર નાંખી ત્યારે ઉત્તર દીશામાં એક હલકી ઢાલ નઝરે પડી, પૂર્વ દીશામાં હિજાઝના પહાડોની કતારે અને પશ્ચિમમાં તિહામાના મેદાન





સમાન પ્રદેશે મદીનહ મુનવ્વરહના આકર્ષણને ઓર વધારી દીધુ છે, તેવામાં મારી નઝર પશ્ચિમ અને દક્ષિણ દીશામાં ધારદાર પથ્થરોવાળી ઝમીન પર પડી ત્યારે મને યાદ આવ્યુ કે તે હીરા–માણેકો છે જેના વચ્ચેના ભાગને મારા હબીબ (સ.અ.વ.) એ અલ્લાહના હુકમસર ''હરમ'' ઠેરવી મકકહ મુકર્રમહની હરોળમાં લાવી ઉભો કરી દીધો થોડુક આગળ વધ્યો તો અઢીએક માઈલ દૂર, ત્રણ માઈલ લાંબો એક પહાડ નઝરે પડયો ત્યારે તો મને મારા હબીબ(સ.અ.વ.)નું મુબારક ફરમાન યાદ આવ્યું કે ''આ ઉહદ પહાડને આપણાં સાથે મહોબ્બત છે અને અમને પણ તેના સાથે મહોબ્બત છે.'' (ترمذی) هذا جبل يحبنا و نحبه .... મારા મુખેથી આપમેળે એ શબ્દો નીકળી પડયા, '' હાય અફસોસ! હું પણ આ બરકતી પહાડનો એક ભાગ હોતે ! જેથી મારા પરવરદિગારની મારાથી નાફરમાની પણ ન થાત અને મારા રબનો કોઈ હુકમ પણ ન છુટતે. અને મહોબ્બતની સાક્ષી હબીબ (સ.અ.વ.)ના મુબારક મુખે સાંભળવાની મળતે અને જહન્નમથી છુટકારો પણ નકકી અને યકીની બની જાતે.''

મારી નઝરોએ જોયુ કે કિયામતના દિવસે સર્વત્ર માનવતાના સરદાર, અગણિત જન્નતી હૂરો અને નેઅમતોના માલિક, જન્નતુલ ફિરદોસમાં ઉચ્ચ સ્થળના વારસદાર, નામદાર આકા (સ.અ.વ.)ના શહેરમાં કૈસર અને કિસ્રાના મહેલોનો ના તો ખ્યાલ આવી શકે કે ના તો ત્યાંના શાહઝાદાઓના રહેઠાણનો, ત્યાં ના તો ઉચ્ચમય કિલ્લાઓ છે અને ના તો રક્ષણ માટે કોટ–દિવાલો, છે, નાનકડી ગલીઓ, સાંકડી સળકો કાચા મકાનો સાદડીઓની દિવાલો, ખજુરના પાંદડાઓના છાપરા, ના તો ઉનાળામાં આરામ કરવાના રવેશો, અને ના તો સંઢાસ–બાથરૂમ, ઝાડા–પેશાબની જરૂરતને પુરી કરવા માટે બકીઅ (કબ્રસ્તાન)ની સામેપાર રાત્રીના સમયે પુરૂષોની ભીડ અને રાત્રીના અંધારામાં સ્ત્રીઓની જંગલ તરફ દોડ, દરેક ઘરમાં મીઠા પાણીની સુવિધા તો બહુ અશકય બાબત ! આખા શહેરમાં એક પણ મીઠા પાણીનો કૂવો નથી, શહેરની બહાર જયારે પણ જૂઓ એક યહૂદીના કૂવા પર લાંબી લાઈન લાગેલી જ હોય છે, દરેક કુટુંબ–કબીલાનુ એક ફળીયુ અને દરેક ફળિયામાં એક મસ્જિદ, જેની સંખ્યા નવ સુધી પહોંચેલ છે. *(સીરતુન્નબી : ૨/૫૮)*





આ છે તે પવિત્ર જાતના શહેરની ગલીઓનો દેખાવ, જેના માટે અનહદ ખઝાનાઓના માલિક અને પરવરદિગારે મકકહ મુકર્રમહની ‘‘બત્હા’’ઘાટીને સોનું બનાવી દેવાની રજૂઆત કરી હતી. *(તિર્મિઝી)*

પરંતુ આપ (સ.અ.વ.) એ આખિરતની રાહતને ફના થનાર દુનિયાની મઝા પર અગ્રિમતા અર્પણ કરી અને પોતાના પાલનહારનો હેતું પૂરો કર્યો.

સર્વત્ર જીવન જરૂરતોથી અને જીવનની મોજ–મઝાથી ખાલી હોવા છતાં મારી તમન્ના ઉત્પન્ન થઈ કે આ ગરમ મેદાનમાં ઉપસ્થિત કાંટાળુ ઝાડોના મધ્યમાં આ દુન્યવી જન્નત અને હબીબ(સ.અ.વ.) ના શહેરમાં જ મારી રૂહ નીકળી મારા પરવરદિગારના દરબારમાં પહોંચી જાય, જેના તુફૈલમાં આ ગુનેહગારની માફી–બક્ષિશ તો નિશ્ચિત થઈ જાય, અને હું આપ (સ.અ.વ.) ના ફરમાનનો હકદાર બની જાઉ કે ‘‘જેનો મદીનહ મુનવ્વરહમાં ઈન્તિકાલ થયો તેની હું કયામતના દિવસે સિફારિશ કરીશ.’’

*(તિર્મિઝી, મનાકિબ)*

## ઈસ્લામનો મર્કઝ

હિજરી સન નવમાં કબીલએ તૈયના લોકો મદીનહ મુનવ્વરહ હાજર થયા ત્યારે એમને ખ્યાલ આવ્યો કે ઈસ્લામનો મર્કઝ અને બન્નેવ જહાનના બાદશાહનું શહેર પણ તેઓની શાનના મુતાબિક જ હશે. મજબૂત દીવાલો, મજબૂત છાપરૂ, હંમેશા ટકે તેવી ઈમારતો, અને ખુબસૂરત મહેલો અને ચારેવ તરફ મજબૂત કિલ્લો અને એક રણિયામણું શહેર હશે, પરંતુ અદી બિન હાતિમ તાઈ (રદિ.) ના નેતૃત્વ હેઠળ જયારે તેમની જમાત મદીનહ મુનવ્વરહ હાજર થઈ ત્યારે તેઓના આશ્ચર્યની કોઈ સીમા બાકી ન રહી કે આ તો ઝુપડી સમાન મકાન છે. જેનું ક્ષેત્રફળ ૧૦૦×૧૦૦ હાથનું છે, ઉચાઈ પણ માત્ર સાત ગઝ જેવી છે, છાપરૂ–સ્લેબ ખજુરના પાંદડાઓનું છે, થાંભલાઓ–કોલમો ખજૂરીના થડના છે, દીવાલો કાચી માટીની બનાવેલ ઈંટોની છે, પાયાવીધીમાં ત્રણ હાથ જેટલી ઉંડાઈ રાખવામાં આવેલી છે જેમાં પથ્થરો મુકવામાં આવ્યા છે, અંદર ગાલીચાની જગ્યાએ રેતી પાથરી દેવામાં આવી છે જેના ઉપર ખજૂરના પાંદડા છે, ના તો વરંડો છે કે ગેલેરી, ના મીનારો છે કે ગુંબદ, ના વુઝૂખાનું છે કે ના તહારતખાનું, ના મેહરાબ છે કે ફાનસ, લાકડાનો એક ત્રણ પગથિયાવાળો મિમ્બર છે;





આ સર્વે બાહય દેખાવ અને જાહેરની ખૂબસૂરતીથી ખાલી હોવા છતાં તેની આત્મિક ખુબીઓ, વિશેષતાઓ પણ સાંભળવા જેવી છે, કુબાની મસ્જિદ પછી રસૂલ (સ.અ.વ.)ની આ પહેલી મસ્જિદ છે જે આપ (સ.અ.વ.)ની ખાનકાહ પણ છે, લશ્કરી છાવણી પણ, ન્યાયાલયની ઓફિસ પણ, બૈતુલમાલ પણ, મુસ્લિમ તાલીમાર્થીઓની સર્વપ્રથમ દર્સગાહ અને બોર્ડીંગ પણ. અહિંયા જ અરબના કબીલાઓનું સ્વાગત થાય છે, અને વિશ્વના મોટા મોટા હાકિમો અને શહેનશાહોને અહિંયાથી જ દાઅવતનામા– કાગળો પણ લખવામાં આવે છે, અહિંયા જ આજુ બાજુના લોકો પધારી ઈસ્લામ સ્વીકારે છે, અને અહિંયા જ ઈસ્લામી સમાજ સુધારણા માટે મશ્વેરાઓ અને મિટીંગો પણ થાય છે, કઅબહ અને અકસા પછી આ ત્રીજી મસ્જિદ છે જેની માત્ર ઝિયારત માટે દુનિયાના કોઈપણ ખુણેથી સફર ખેડી શકાય છે, કિસરાના સોના–ચાંદીની ઈંટોથી બનેલ મહેલમાં નમાઝ અદા કરવાનો સવાબ જો એક દરજજો ધરાવે તો અહિંયા કાચી ઈંટોથી બનેલ ઝૂપડીમાં એક નમાઝ અદા કરવાનો સવાબ એક હઝાર દરજજા વધારે ધરાવે છે. જન્નતનો તે બાગ જેને દુનિયાની ઝિંદગીમાં જ ગુનેહગારથી ગુનેહગાર મુસલમાન પણ પોતાની આંખોની ઠંડક પહોંચાડી શકે છે અને રૂમ (રોમાનિયા)નો બાદશાહ પણ કરોડો દીનાર–રૂપિયા ખર્ચીને પણ પોતાના મહેલમાં લઈ જઈ શકતો નથી તે આ જ ખજુરીના પાંદડા વાળી છત–છાપરાના નીચે મારા હબીબ (સ.અ.વ.) ના ઘર અને મિમ્બરના વચ્ચે છે.

અચાનક હું મારા વિચારો અને ખ્યાલની દુનિયામાં પહોંચી ગયો, અને મને પુરાણું દ્રષ્ય યાદ આવી ગયું જયારે અહિંયા સાફ મેદાન હતું, એક બાજુ ખજૂરીના ઝાડો હતા તો બીજા કિનારે અમુક કબરો હતી, વચ્ચેના સાફ મેદાનમાં ખજૂરોને સુકવવા માટે ફેલાવી દેવામાં આવતી હતી, નજજાર કુટુંબના બે યતીમ બાળકોની આ જગ્યા હતી જેઓ સાચા દિલથી એ તમન્ના જાહેર કરતા હતા કે અલ્લાહના રસૂલ(સ.અ.વ.) વિનામુલ્યે એ જગ્યાને કબૂલ કરી લે, પરંતુ આપના આદેશથી તે જગ્યાની કિંમત દસ દીનાર અદા કરવામાં આવી અને આ સઆદત–ભાગ્ય હઝરત અબૂ ઐયૂબ અનસારી (રદિ.)ને પ્રાપ્ત થઈ, ઝાડો કાપી નાંખવામાં





આવ્યાં, કબરો ખોદી નાંખવામાં આવી, ઝમીનને સપાટ મેદાન બનાવી દેવામાં આવી અને મસ્જિદનું કામ શરૂ કરી દેવામાં આવ્યુ, આપ(સ.અ.વ.) પણ પોતાના સાથીઓ (સહાબા રદિ.)ના સાથે સાથે કામ કરવા લાગી ગયા, કોઈ માટી લાવી રહયો છે તો કોઈ ખજૂરની ડાળીઓ કાપીને પોતાના ખભા ઉપર મુકી લાવી રહયો છે, બાળકો ખજુરની ડાળીઓ ભેગી કરી રહયા છે, તો નવજુવાનો બુનિયાદ ખોદી રહયા છે, કોઈ ઝાડના થડમાથી થાંભલા બનાવી રહયો છે તો કોઈ મજૂરી કરનાર માણસોને પાણી પીવડાવી રહયો છે, સારાંશ કે એક અજીબ રૂહપરવર દ્રષ્ય ઈદ સમાન લાગી રહયું છે, સઘળા સહાબા (રદિ.) અતિશય ખૂશીના સાથે હિકમતથી ભરપૂર  શાયરી પઢી રહયા છે અને તેઓના સ્વરમાં દો જહાનના સરદાર પણ સ્વર મેળવી રહયા છે.

اللهم لا خير الاّ خير الآخره   فاغفر الانصار والمهاجره۔

(અર્થાત:– હે અલ્લાહ! ભલાઈ તો આખિરતની જ છે, જેથી અનસાર અને મુહાજિરીનની માફી ફરમાવો.)

આપ (સ.અ.વ.)ની મસ્જિદમાં ન ગાલીચા છે અને ના તો દરવાજો કે બારીઓ, અને ના તો દીવાબત્તી કે ફાનસની વ્યવસ્થા છે, જમાઅત સાથે નમાઝ પઢવાનું શરૂ થઈ ગયુ છે, મસ્જિદમાં વરસાદના પાણીના લઈ કીચડમાં બેસવુ કપરૂં છે. પરંતુ એમાં પણ તે દિલી ઈત્મિનાન છે જે મોટા મહેલોમાં પણ અર્પણ થતુ નથી, મસ્જિદમા દાખલ થયા પછી ગંભીરતા અને સુકૂનની એક અદ્રષ્ય ચાદર બધા ઉપર પથરાય જાય છે જેના લઈ દિલો આપમેળે અમલોના તરફ આકર્ષાય છે અને દરરોજ દરેક માણસ ઈબાદતની નવી મઝા માણે છે.

## સર્વ પ્રથમ ઈસ્લામી સંસ્થા

બની હારિસ બિન કાઅબ કબીલાના  માણસો હિજરી સન નવમાં ઈસ્લામ લાવવાના ઈરાદે હાજર થયા ત્યારે મસ્જિદે નબવીની બહાર ઉત્તર વિભાગ તરફ લાકડાની છાવણી નઝરે પડી, તેઓની સમજમાં ના આવ્યુ કે આ શું છે? પરંતુ જયારે તેઓ અંદર પ્રવેશ્યા ત્યારે જાણવા મળ્યુ કે દરબારે રિસાલત સાથે સંકળાયેલ ઉચ્ચ દરજજાના અને જેઓ ઉપર રશ્ક કરવામાં આવે તેવા પવિત્ર સાથીઓનું રહેઠાણ એની બોર્ડિંગ છે. જેઓ વાસ્તવિક



રીતે દુનિયાની વસ્તુઓથી વંચિત નથી પરંતુ તૌહીદની મઝામાં મસ્ત થઈ પોતાના ધન–દોલતને કુર્બાન કરી ઈલ્મે નબવી હાસિલ કરવા પોતાની ઝાતને વકફ કરેલ છે.આ શહેરમા ના તેઓના સગા– વહાલા છે ના તો બાલ–બચ્ચા, પોતાનો વેપાર અને ધંધો પણ નથી અને પોતાના મકાન–બાગ પણ નથી, શરીરને છુપાવવા માટે મુશ્કેલથી એક ચાદર નસીબ થાય છે જે તેઓએ પોતાના ગળામાં બાંધી રાખેલ છે અને પોતાનું સતર ખુલી જવાના ભયથી પોતાના હાથે પકડી રાખે છે.

*(બુખારી શરીફ:૪૨૨/૧)*

પરંતુ એવી હાલતમાં પણ સફાઈ અને સ્વચ્છતા ઉચ્ચ દરજજાની છે, શરીરમાં દુર્ગંધ આવતી નથી, બાલ પણ વિખરાયેલ નથી, કપડાં પણ ગંદા નથી, અમૂક સાથીઓ એવા પણ છે જે દિવસના સમયે જંગલમાં જઈ લાકડાં લઈ આવે છે તેને વેચી પોતાના સાથીઓ માટે એકાદ વખતે ખાવાની વ્યવસ્થા કરી લે છે જયારે વધુ પડતા સાથીઓ રોઝાની હાલતમાં પસાર કરી લે છે અને સાંજે પાણીથી રોઝો ઈફતાર કરે છે, ભુખથી કફોડી હાલત થવા છતાં પણ ભીખ માટે હાથ ફેલાવતા નથી અને પોતાની હાલતને કોઈના સામે જાહેર પણ કરતા નથી બલ્કે પોતાની ભુખની તકલીફને હલકી કરવા માટે પેટ પર પથ્થર પણ બાંધી લે છે, જમાત(નમાઝ માટે) જયારે ઉભી થાય છે ત્યારે પહેલી સફમાં નઝરે પડે છે, પરંતુ કયારેક નબળાઈ અને કમઝોરીના કારણે પડી પણ જાય છે, જેના કારણે અંજાણ લોકો તેઓને ગાંડા સમજે છે, શકિતશાળી માણસો કયારેક તેઓના માટે ખજૂરના લૂમ લાવે છે અને મસ્જિદે નબવીમાં લટકાવી આપે છે જેઓ તેને ખાય લે છે, વધુ એ કે બે બે દિવસ સુધી ખાવાનું મળતુ નથી, આપ(સ.અ.વ.) પાસે જયારે દઅવતનું ખાણુ આવે છે તો તેઓને બેસાડી લે છે, દિવસે પોતાના હબીબ (સ.અ.વ.) પાસે વળગેલા રહે છે અને આપની મુબારક જીભથી નીકળનાર મોતીયોને વીણી લઈ યાદ કરી લે છે અને રાત્રે જિક્ર, તિલાવત અને નમાઝો પઢવામાં વ્યસ્થ રહે છે, અમુકે શાદી કરી પોતાનું ઘર વસાવી લીધું છે અને અહિંયાથી પોતાના ઘેર ચાલ્યા પણ ગયા છે એક મોટી સંખ્યા જેનો આંકડો ૪૦૦ સુધી પહોંચી ગયો છે આ જ ફકીરીના જીવનમાં માલદારીની લઝઝત અને મઝા માણી રહયા છે આ છાવણીમાં જેઓ પઢેલા માણસો છે

તેઓને કુર્રા (કારીઓ) કહેવામાં આવે છે, જેઓને વખતો વખત કુર્આનની તાલીમ અને પ્રચાર અર્થે અલગ–અલગ કબીલાઓમાં તેઓની માંગણી (તકાઝા) મુજબ મોકલવામાં આવે છે,માહે સફર હિજરી સન ત્રણમાં સરિય્યએ મઉના (નામી લડાઈ)માં રઅલ અને જકવાન નામિક કબીલાવાળાના હાથે શહીદ થનાર સર્વત્ર ૭૯ નસીબદાર માણસો આ જ છાવણીની જમાઅત હતી.

હઝરત ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.) તેઓના ઉસ્તાદ છે જેઓ તેઓને કુર્આન શરીફ શીખવાડે છે, તેઓમાં વિવિધ વંશના અને રંગના માણસો છે. તૌહીદની ફુલમાળાએ તેઓને એકત્રિત કરી આપ્યા છે, એક બાજુ ઈરાનના હઝરત સલમાન છે તો બીજી બાજુ રૂમના (રોમાનિયાના) હઝરત સુહૈબ રૂમી (રદિ.) છે. એક બાજુ હબ્શહ(ઈથોપિયા)થી સંબંધ ધરાવનાર હઝરત બિલાલ છે તો બીજી બાજુ કબીલએ દૌસના હઝરત અબૂ હુરૈરહ (રદિ.) છે.

ન પૂછ ઈન ખિર્કાપોશો કી ઈરાદત હો તો દેખ ઉન્કો,
યદે બય્ઝા લિયે બેઠે હૈં અપની આસ્તીનો મે
તરસ્તી હૈ નિગાહે નાઝ જિસ્કે નઝઝારે કો
વો રોનક અંજુમન કી હે ઈન્હીં ખલ્વત ગઝીનો મેં.

સારાંશ એ કે આ જ ઈસ્લામી સર્વ પ્રથમ દર્સગાહ છે અને મુસ્લિમ તલબાની પહેલી હોસ્ટેલ–બોર્ડિંગ પણ છે અને આજે પણ દુનિયામાં સહીહ અકીદાઓ ધરાવતી ઈસ્લામી યુનીવસીર્ટીઓ અને લાખો દીની મદ્રસાઓ હઝરત મવલાના અબુલ હસન અલી નદવી (રહ.)ના કથન મુજબ આ જ નબવી સુફ્ફા સાથે સંબંધ ધરાવે છે.

## નબવી જમાલ (ખુબસુરતી), નબુવ્વતનો ચંદ્ર

ચાંદની રાત છે અને મારા સામે બે બે ચાંદ છે, હું કયારેક આકાશના ચંદ્રને જોઉ છું તો કયારેક પૃથ્વી ઉપર ઉતરી આવેલ ચાંદને જોવું છું, પરંતુ મને એ ફેંસલો કરવામાં વાર નહિં લાગી કે લાલ કપડા પહેરેલ આ પૃથ્વીનો ચાંદ આકાશના ચાંદથી બહુ વધુ જ ખુબસુરત અને હસીન છે.

*(તિર્મિઝી)*

અન્ય બાળકોના જેમ મેં પણ મામૂલાતના પ્રમાણે ઝહોરની નમાઝ



જમાઅત સાથે મદીનહ મુનવ્વરહમાં પોતાના હબીબ (સ.અ.વ.) સાથે અદા કરી, આપ (સ.અ.વ.) પોતાના ઘર તરફ જવા લાગ્યા, હું પણ સાથે થઈ ગયો, જયારે રસ્તામાં મળનાર નાના નાના બાળકોના કુમળા મુખડાઓ આપે ઘણી જ મહોબ્બત અને શફકત સાથે થાબડયા, તે ભાગ્યશાળી બાળકોમાં હું પણ હતો ત્યારે આપના મુબારક હાથની ઠંડક અને ખુશ્બુ એવી લાગી જેમકે આપે હમણાં જ પોતાના મુબારક હાથો અત્તરદાનમાંથી કાઢયા છે.(હઝરત જાબિર બિન સમૂરહ રદિ.)

*(મુસ્લિમ શરીફ)*

''બત્હા'' ની વાદીમાં અકીદત અને મહોબ્બત રાખનારા લોકો બરકત પ્રાપ્ત કરવા માટે આપના મુબારક હાથને પકડી પોતાના ચેહરાઓ ઉપર ફેરવતા હતા, મેં પણ જયારે એવું કર્યુ ત્યારે આપ (સ.અ.વ.)ના મુબારક હાથ બરફથી વધારે ઠંડા અને અંબરથી વધારે ખુશબુદાર લાગ્યા.(હઝરત અબૂ જુહય્ફહ) *(બુખારી શરીફ)*

આ છે તે નબુવ્વતનો ચાંદ જેને જો કોઈ જોઈ લે તો એમ લાગે જાણે સૂરજ નીકળી રહયો છે, દૂરથી જોવામાં અતિશય પ્રતિષ્ઠિત, નજીકથી જોવામાં ઘણો જ આકર્ષક, કુદરતી કારીગીરીનું એક મહાન પ્રતિક, માનવીઓમાંથી એક માનવી, પરંતુ ફરિશતાઓથી વધારે નૂરાની અને મઅસૂમ ચેહરો, સુરજથી વધારે પ્રકાશિત, તારામંડળના ચંદ્ર સમાન, મુબારક ચેહરો વર્તુળ જેમકે ચંદ્ર, નૂરથી ભરપુર અને અતિશય ખુબસુરત, લાલાશ પડતો, પહોળી પેશાની જે રાત્રીના અંધકારના સમયે પણ ચમકી રહેલ છે, મુબારક માથા ઉપર કાળી પાઘડી, ખભા સુધી લટકતા ઝુલ્ફા બાલ, અને સુર્મીલી આંખો, નરમ અને બારિક ગાલ મુબારક, મોટી અને લાંબી પલકો, લાલ અને મુસ્કુરાતા હોટ, સર્વત્ર વસ્તુઓ એકી સાથે આપ સ.અ.વ. ની મુબારક જાતમાં ભેગી થઈ એક એવો નમૂનો બનાવી આપ્યો છે જેમકે કાંઈનાતની બધી જ ખુબસુરતી આપ (સ.અ.અ.)માં ઉતરી આવી છે;

મધ્યમ શરીર, અતિશય લાંબુ પણ નહિ અને વધારે નીચું પણ નહિં, બલ્કે લાંબુ પડતુ શરીર,શરીરનો રંગ લાલાશ પડતો સફેદ, ચૂનાના જેમ બિલ્કુલ સફેદ પણ નહિં અને ઘઉના જેમ બિલ્કુલ સામળો પણ નહિં, પરંતુ વધુ પડતી મુસાફરી અને સુર્યની ગરમીના કારણે કયારેક સફેદ રંગમાં






આછી ઘઉ વર્ણી ઝલક, મધ્યમ બદન એવું કે વધારે જાડા પણ નહિં અને ઐબદાર બિલ્કુલ દુબળા–પાતળા પણ નહિં, બાલ વધારે પડતા ઘુંઘરિયા પણ નહિં અને બિલ્કુલ સીધા પણ નહિ, બલ્કે મામૂલી વળાંક વાળા, જેમાં તેલ નાંખી સારી રીતે કાંસકી કરવામાં આવેલ છે, એહલે કિતાબનો વિરોધ કરવા માટે માંગ પણ કાઢવામાં આવેલ છે. *(બુખારી શરીફ)*

એવી જ રીતે પાઘડીના નીચે મુશરિકોથી અલગતા ખાતર ટોપી પણ છે *(અબૂ દાઉદ શરીફ)*

અને પાઘડીનો છેડો જે એક વેંત જેટલો છે બન્નેવ ખભાના વચ્ચે ફરકી રહયો છે. *(તિર્મિઝી શરીફ)*

બન્નેવ ખભાનો વચલો ગાળો થોડોક વધારે છે. *(બુખારી શરીફ)*

ગર્દન મધ્યમપણે ઉચી અને રૂપાળી, જેનો ભાગ સુર્યની રોશની અને હવામાં જે દેખાય રહયો છે તે સોનાની મિલાવટ વાળી ચાંદીના જેમ ચમકી રહયો છે, ગાલ મુબારક નરમ અને નાજુક છે ખુશીના ટાણે તેની ધારીયો ચમકી ઉઠે છે અને મુબારક ચેહરો ચાંદના ટુકડા જેમ ચમકી ઉઠે છે. *(બુખારી શરીફ)*

ગુસ્સાના સમયે આંખો લાલ અને રંગ બદલાય જાય છે, દાઢી ભરાવદાર અને કાળી, મુંછો પોતાના દાદા હઝરત ઈબ્રાહિમ અલ.ની જેમ બહુ નાની, *(બુખારી શરીફ)*

હોટ મુબારક અને કાનપટી પાસે અમુક વાળ સફેદ છે જે વધારેમાં વધારે વીસ જેટલા છે, દાંત મુબારક અતિશય ખૂબસૂરત, બારિક અને ચમકદાર છે, જે હસવાના વખતે બરફના ટુકડા સમાન ચમકે છે. (દલાઈલુલ નુબુવ્વત) સામેના બે દાંત અલગ અલગ છે, વાતચીત દર્મિયાન તેમાંથી એક ચમકી ઉઠે છે, છાતી પહોળી પરંતુ સમતોલ, અને નાક ઉચાશપડતુ પણ આગળથી થોડુક નીચુ, મુબારક મોઢુ પહોળુ અને ખૂબસૂરત, આબરૂ બારિક અને ભરાવદાર પરંતુ એકબીજા સાથે સંકળાયેલ પણ નહિં. બન્નેવ આબરૂના વચ્ચે એક બારિક રગ છે જે ગુસ્સાના સમયે દેખાય છે, કલાઈઓ ભરાવદાર અને લાંબી છે જેના ઉપર નાના નાના ખૂબસૂરત બાલ છે, ચામડી પણ બિલકુલ નરમ છે અને કાન લાંબા તથા આકર્ષક પણ છે, ખભા પહોળા અને મજબૂત છે, હથેળીઓ પહોળી અને માંસથી ભરપુર છે અને રેશમથી પણ વધારે નરમ અને નાઝુક છે, આંગણીઓ મધ્યમપણે લાંબી અને જાડી છે. *(દલાઈલુલ નુબુવ્વત)*





મુબારક કદમ પણ માંસથી ભરપુર છે, પગના તળીયામાં ઉંડાઈ ઓછી છે, એળીઓમાં માંસ ઓછો હોવાના કારણે તેની ખૂબસૂરતીમાં અતિશય વધારો, પીંડલીઓ પણ ભરાવદાર અને જાળી, મુબારક પેટ અને મુબારક છાતી બાલથી ખાલી છે. અલબત્ત નાફથી છાતી સુધી બાલોની એક પાતળી ખૂબસૂરત લકીર છે, એવી જ રીતે બાઝુ–ખભા અને મુબારક છાતીના ઉપલા ભાગ ઉપર થોડાક બાલ છે, બન્નેવ મુબારક ખભાના વચ્ચે ઈંડા જેવો લાલ માંસ ઉભરેલ છે જે મોહરે નબુવ્વત કહેવાય છે અને તેના ઉપર તલના સાથે થોડાક બાલ ઉગેલા છે, જમણાં હાથની આંગણીમાં ચાંદીની અંગુઠી છે જેમાં ઉપરથી નીચે ત્રણ લીટીમાં محمد رسول الله લખેલ છે જેનો નગીનો પણ ચાંદીનો જ છે. બયતુલખલા– સંઢાસ જતી વખતે તેને ઉતારી દેવામાં આવે છે, *(અબૂ દાઉદ)*

કદમ મુબારકમાં ચામડાની ચંપલ છે જેને બે બે પટટાઓ છે, લુંગી ઢેકીઓથી ઉપર અડધી પીંડી પર છે અને કુર્તાની બાંય હાથના પોંચા સુધી છે. *(અબૂ દાઉદ )*

વધારે પહોળી અને ફીટ પણ નથી, પરસેવા આવે છે તે અંબરથી વધારે સુગંધીત છે જે ગલીમાંથી આપ પસાર થાય છે મોડે સુધી તે ગલી સુગંધીત રહે છે.

સારાંશ કે વડીલો અને પુર્વજોમાં હઝરત ઈબ્રાહિમ અલ. અને ઔલાદમાં હઝરત હસન બિન અલી (રદિ.)ને મળતા આવે છે; હઝરત હસ્સાન બિન ષાબિત (રદિ.)ના શેર મુજબ ૧૦૦% છે કે આપ જેવા ખુબસુરત આજ સુધી કોઈ આંખે નિહાળ્યા નથી, અને આપ જેવા ખૂબસૂરત કોઈ ‘માં’એ જણ્યા નથી.

احسن منك لم ترقط عينى ☆ وأجمل منك لم تلد النساء

## આપ (સ.અ.વ.)ના મકાનનો ચિતાર

મસ્જિદે નબવીથી પૂર્વ તરફ લંબાઈ–પહોળાઈમાં એક સમાન અમુક નાના નાના ઘરો છે, જે પૈકી અમુક ખજુરની ચટાઈના છે અને બાકીના કાચી ઈંટોના બનેલ છે જે મુળભુત રીતે હઝરત હારિષહ બિન નો'માન (રદિ.)ની મિલકત હતી તેઓએ નબીયોના સરદારને ભેટ કરી આપેલ હતી તે જ ઘરો હવે મોઅમિનોની માંઓના ઘરો છે જે મકાનોમાં હુઝૂર (સ.અ.વ.)વારી મુજબ રોકાણ–રહેઠાણ કરે છે એમાંથી સર્વસૃષ્ટિના






સર્જનહારના વહાલા અને લાડલા નબીના એક ઘરનું અંદરનું દ્રષ્ય નિહાળી લઈએ.

આ, મુઅમિનીનની "માં" હઝરત આયશા (રદિ.)નું મકાન છે જે સાત હાથ પહોળુ અને દસ હાથ લાબું છે, એ જ મકાન વરંડાનું કામ દે છે અને રસોડાનું પણ કામ આપે છે અને આરામ કરવાની જગ્યા પણ, છાપરાની ઉંચાઈ જે ખજુરના પાંદડાઓનું બનેલ હતુ તેની ઉંચાઈ માત્ર એટલી છે કે હઝરત ઉમ્મે સલમહ (રદિ.) પાસે મોટા થયેલ હઝરત હસન બસરી (રહ.) વર્ણન કરે છે કે આપ (સ.અ.વ.)ની વફાત પછી જયારે હું બાળક હતો અને તે મકાનમાં પ્રવેશ્યો હતો ત્યારે સહેલાઈના સાથે તેના છાપરાને સ્પર્શી શકતો હતો. *(તબકાતે ઈબ્ને સઅદ: ૮/૧૬૬)*

ઉકત મકાન મસ્જિદે નબવીના સાથે એટલું નજીક હતુ કે આપ (સ.અ.વ.) એઅતિકાફની હાલતમાં મસ્જીદમાં રહીને પોતાનું મુબારક માથુ આ મકાનમાં રાખીને આરામ કરતા ત્યારે હઝરત આઈશા (રદિ.) આપ (સ.અ.વ.)ના મુબારક માથામાં કાંસકી ફેરવતા હતાં, જે દરવાજો મસ્જીદ તરફ ખુલતો હતો તેના ઉપર કમ્બલનો પરદો પડેલો છે, મકાનના અંદર પુરૂષ અને સ્ત્રી વિભાગ પાડવા માટે હંગામી દિવાલો ખજુરની ચટાઈઓની બનાવેલી છે, મકાનની સાથે જ પરદો નાંખી એક નાનું સંઢાસ બનાવવામાં આવ્યું છે, પુર્વમાં હઝરત સૌદા (રદિ.)નું મકાન છે. ઉત્તરમાં સૌથી વધારે લાડલી બેટી હઝરત ફાતિમા (રદિ.)નું મકાન છે, અને દક્ષિણમાં ફારૂકની બેટી હઝરત હફસા (રદિ.)નું મકાન, આ બન્ને મકાનના વચ્ચે એક સાંકડો માર્ગ છે જેમાંથી માત્ર એક માણસ પસાર થઈ શકે છે, ઘણા વખતે હઝરત આયશા (રદિ.) પોતાના મકાનમાંથી જ હઝરત હફસા (રદિ.)સાથે વાતચીત કરી લે છે જેનાથી એ મકાનો કેટલા પાસે પાસે હતા એનું અનુમાન થાય છે, સઅદ ઈબ્ને ઉબાદહ (રદિ.), સઅદ ઈબ્ને મુઆઝ (રદિ.) ઉમારહ ઈબ્ને હઝમ (રદિ.) અને અબૂ ઐયૂબ અનસારી (રદિ.)ને પડોશી હોવાનું ભાગ્ય નસીબ થયેલ છે;

## આ મકાનનો ઘરવખરીનો સામાન પણ જોવા લાયક છે

દુનિયાના ગરીબમાંના ગરીબ માણસ પાસે પણ જે માલ સામાન હોય છે તે અહિંયા જોવા મળતો નથી એટલે કે આટો ચારવાની ચારણી પણ





અહિંયા નથી અહિંયા જો ચારણી હોય તો પણ વગર ચારેલા આટાની રોટલી ખાવામાં આવે છે. *(ઈબ્ને માજા)*

રોટલી સેકવા માટે પોતાની ભટ્ટી પણ નથી મકાનની બહાર એક ભટ્ટી ભાગીદારીની છે. જેમાં હઝરત ઉમ્મે હિશામ બિન્તે હારિસહ અલનોઅમાન પણ ભાગીદાર છે. *(અબૂ દાઉદ)*

એક લાકડાનો પલંગ છે જેને આપ સલ.એ ખરીદેલ નથી બલકે હઝરત સઅદ ઈબ્ને ઝુરારહ રદિ.એ ભેટ આપેલ છે. *(ઝાદુલ મઆદ, ૧૩૨)*

લાકડાનું એક પ્યાલુ છે જેને તાર વડે બાંધેલુ છે. *(બુખારી શરીફ)*

બિસ્તર ચામડાનો છે જેમાં ખજૂરની છાલો ભરેલી છે. *(અબૂ દાઉદ)*

એક ટાટ છે જે ડબલ કરી પાથરી દેવામાં આવે છે અને એના ઉપર જ આપ સલ. આરામ ફરમાવે છે. *(શમાઈલ તિર્મિઝી, ૧૯૪)*

એક ચટાઈ છે જેના ઉપર નમાઝ પઢવામાં આવે છે અને કયારેક મહેમાનો માટે પાથરી દેવામાં આવે છે. *(બુખારી શરીફ)*

એક તકિયો છે જેમાં ખજૂરના પાંદડા ભરેલા છે, ખુણામાં પાણીની એક મશક છે, ખાટલા નીચે એક લાકડાનું વાસણ છે જે રાતના સમયે આપને ઈસ્તિન્જા માટે કામ લાગે છે એક થેલામાં ઘરનો નીચે જણાવેલ સામાન રાખેલો છે. *(અબૂ દાઉદ)*

તેલની શીશી, આયનો, હાથી દાંતની કાંસકી, કાતર, સુર્માદાની, ઈત્તરદાન, એક સાઅ અને મુદ, સુરમો વધુ પડતા ઈષમદનો વાપરતા હતા જેનાથી આંખોની રોશની વધુ તેજ થાય છે, મુશ્ક અને અંબરની સુગંધ વધુ પસંદ છે એ સર્વેમાં વર્ણન કરવા લાયક એક પ્યાલો છે જેનું નામ ગર્રા છે. જેને ચાર માણસો ઉઠાવી શકે એટલો વજનદાર છે. એમાં જ આવનાર મહેમાનોને ખવડાવવામાં આવે છે, આપ સલ.ને સામાન્ય પણે જવની રોટલી પ્રાપ્ત થાય છે પરંતુ જીવન ભર લગાતાર બે દિવસ સુધી ખાવાનો સંજોગ બન્યો નથી, શેરવામાં ભીગાવેલી રોટલી આપને વધારે પસંદ છે તેને ખાવામાં એટલી જ ફઝીલત છે જેમકે હઝરત આયશા રદિ.ને સર્વત્ર ઓરતો પર ફઝીલત પ્રાપ્ત છે. એવી રીતે આપને હૈસ પણ પસંદ છે જે ખજૂર ઘી અને સત્તુનું બને છે, દૂધીનું શાક આપ સલ.ને બહું પસંદ છે, ખાતી વખતે વાસણમાં દુધીની ટુકડીઓ આંગણીઓ વડે શોધતા હતા,





સિરકો પણ આપ સલ.ને પસંદ છે આપ ફરમાવતા હતા કે તે ઉત્તમ શાક છે, મધ અને મીઠી વસ્તુઓ આપ ઘણાં હર્ષ સાથે ખાતા હતા, દૂધ કયારેક પ્યોર પીતા હતા તો કયારેક પાણી સાથે મેળવી પીતા હતા, ઝૈતૂન માટે આપ ફરમાવતા કે તેને ખાવા માટે વાપરો અને માલિશ પણ કરો એ બરકતવંત્તી ઝાડ છે, પ્યાઝ અને લસણ આપ સલ. ખાતા ન હતા, હરામ સમજતા ન હતા બલ્કે એટલા માટે કે તેમાં દુર્ગંધ આવે છે જેનાથી ફરિશ્તાઓ પાસે આવતા નથી, આપ સલ. માંસ પણ ખાતા હતા, માખણ પણ આપ સલ.ને પસંદ છે અજવા ખજૂર આપને પસંદ હતું અને ફરમાવતા હતા કે જે માણસ સવારે સાત અજવા ખજૂર ખાશે તેના ઉપર જાદુ અને ઝેરનો અસર નહીં થાય, ઠંડુ પાણી આપને બહુ પસંદ હતું, દ્રાક્ષ, ખજૂર અને કિશમિશ કયારેક પાણીમાં નાંખીને તેનું પાણી પીતા હતા, કાકડી અને તડબુચ પણ આપ તાજા ખજૂર સાથે ખાતા હતા, આપના પાસે અત્તરદાન હતી જેમાંથી કયારેક પોતે અને કયારેક હઝરત આયશા રદિ. ખુશ્બૂ લગાવી આપતા હતા, આપ ખુશ્બૂ પાછી કાઢતા ન હતા, કયારેક આપની મજલિસમાં પણ ખુશ્બૂની અંગેઠીઓ સળગાવવામાં આવતી હતી આપ ફરમાવતા હતા કે પુરૂષોની ખુશ્બૂ તે છે જેમાં રંગ ઓછો હોય અને સુગંધ વધારે ફેલાય અને સ્ત્રીઓની ખુશ્બૂ તે છે જેમાં રંગ વધારે હોય અને સુગંધ ઓછી હોય, સામાન્ય રીતે આપ સુતરાઉના કપડા પહેરતા હતા, ગરમ પોશાક પણ આપ સલ. પહેરતા હતા, વધુ પડતા બે ચાદરો અથવા કુર્તો અને લુંગી પહેરતા હતા, કુર્તાની બાંય હાથના પોંચા સુધીની રાખતા હતા, વધારે પહોળી અને વધારે તંગ રાખતા ન હતા, સામાન્ય પણે કાળી પાઘડી આપ પહેરતા હતા જેનો એક છેડો ખભા ઉપર અથવા બન્ને ખભાના વચ્ચે રાખતા હતા, મુશરિકો સાથે તફાવત કરવા ખાતર પાઘડીના નીચે ટોપી પહેરતા હતા કયારેક પાઘડી વગર પણ ટોપી પહેરતા હતા, સફેદ પોશાક આપને ઘણો પસંદ હતો, કપડાં અને જોડા પહેરતી વખતે પહેલાં જમણી તરફથી પહેરતા હતા, ગંદા કપડા આપને પસંદ ન હતા, પોતાના કપડાંમાં પોતે જ ઠીંગણાં મારી લેતા હતા, ઘરનું અને પોતાનું કામ પોતે જ કરી લેતા હતા.

*(બુખારી, મુસ્લિમ, તિર્મિઝી, અબૂ દાઉદ, ઝાદુલ મઆદ)*



# અડધી રાતથી ફજરની અઝાન સુધી

અંધકારમય રાત છે અને વાદળી આકાશ, રાતનો અડધો ભાગ પસાર થઈ ચુકયો છે અને રાત્રીનો આખિરી ભાગ શરૂ થવાની તૈયારી છે, સુબ્હે સાદિક થવાને હજુ ઘણી વાર છે, મદીનહ તૈય્યિબહના વાતાવરણમાં પસાર થનાર ઠંડી હવાનો અસર મકાનો અને બિસતરો સુધી પહોંચી રહ્યો છે, શહેર અને આસપાસના વધુ પડતા લોકો સુઈ રહ્યા છે અને કમ્બલ ઓઢીને વિચારોની દુનિયામાં પહોંચી ચુકયા છે, રાબેતા મુજબ આજે પણ મહાન કૃપાળુ અને દયાળુ માલિક પહેલા આસમાને બિરાજમાન થઈ પોતાના બંદાઓને સંબોધી એ'લાન કરી રહ્યો છે કે ''છે કોઈ દુઆ માંગનાર ! જેની દુઆ કબૂલ કરૂં ! છે કોઈ માંગનાર જેને અર્પણ કરૂં ! છે કોઈ પોતાના ગુનાહોથી માફી તલબ કરનાર ? જેના ગુનાહોને માફ કરૂં ! ફર્જ નમાઝો પછી અને રાત્રીના આ સમયે જે દુઆઓ કરવામાં આવે છે તે દુઆઓ કબૂલ થાય છે. (તિર્મિઝી શરીફ)

સર્વ સૃષ્ટિના સર્જનહારના સૌથી વધારે વહાલા અને પ્યારા જેમને અગાઉથી જ આગલા–પાછલા ગુનાઓ માફ કરી દેવાની ખુશખબરી મળી ગઈ છે, તે અલ્લાહના શુક્ર ગુઝાર બંદા બનીને પોતાના ચેહરા ઉપર હાથ ફેરવતાં બિસ્તર પરથી ઉઠી રહ્યા છે તેઓની ઉંઘ હજુ પુરી પણ થઈ નથી, અને તેઓ આખા દિવસના થાકેલા પણ છે અને માનવીઓની હિદાયતની ફિકરથી તેઓ શાંતિમય રીતે હજુ સુતા પણ નથી, એકાંતમાં અને મેદનીમાં, ઉઠતાં બેસતાં, પોતાના પરવરદિગારના અનહદ એહસાનોને નજર સમક્ષ રાખી, હંમેશા ખુદાના ઝિક્રમાં મગ્ન રહેનાર અલ્લાહના વહાલા બંદાની ઝૂબાન ફરીથી અલ્લાહના ઝિક્રમાં લાગી જાય છે.

એ માલિક ! સઘળા વખાણ તારા માટે જ છે, તેં જ મરવા પછી બીજીવાર જીવતા થવાનો એક નાનકડો દાખલો બતાવ્યો, અને હંગામી મૌત પછી ફરી જીવન અર્પણ કર્યુ, એ પાલનહાર ! તારા તરફ જ બધાએ પાછા ફરવાનું છે.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِی اَحْیَانَا بَعْدَ مَا اَمَاتَنَا وَاِلَیْهِ النُّشُوْرُ۔





માથા પાસે મિસ્વાક અને વુઝૂ કરવાનું પાણી ઢાંકેલુ છે, પેશાબ–પાખાનાની હાજત પુરી કરવા જઈ રહ્યા છે અને ત્યાં પણ તેને સંબંધિત ખબીષ શૈતાનોથી અલ્લાહ પાકની પનાહ માંગી રહ્યા છે.

اَللّٰهُمَّ اِنِّی اَعُوذُبِكَ مِنَ الْخُبُثِ وَالخَبَائِثِ۔

હાજતથી ફારિગ થાય તો ખ્યાલ આવે છે કે જો અલ્લાહ પેશાબને રોકી આપતે તો એને કોણ પુછનાર છે ! એ અલ્લાહ, તેં માત્ર પોતાની કૃપાથી જ મારામાંથી તકલીફને દૂર કરી આપી અને આફિયત અતા ફરમાવી, જેના માટે સઘળા વખાણ તારા માટે જ છે.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ اَذْهَبَ عَنِّی الاَذٰی وَعَفَانِی۔

*(ઈબ્ને માજા : 301)*

વુઝૂ કરવા પધારી રહ્યા છે પરંતુ તે વખતે પણ અલ્લાહનું ઝિક્ર કરી રહ્યા છે અને દિવસના આરંભની કાયદેસર શુક્રિયહ અદા કરવાની પહેલી દુઆ કરી રહ્યા છે.

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ ، اَنْتَ قَيِّمُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَنْ فِيهِنَّ، وَلَكَ الْحَمْدُ، اَنْتَ مَلِكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَنْ فِيهِن، وَلَكَ الْحَمْدُ ، اَنْتَ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ،وَلَكَ الحَمْدُ، اَنْتَ مَلِكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ، وَلَكَ الْحَمْدُ، اَنْتَ الْحَقُّ وَوَعْدُكَ الْحَقُّ، وَلِقَائُكَ حَقٌّ، وَقَوْلُكَ حَقٌّ، وَالْجَنَّةُ حَقٌّ، وَالنَّارُ حَقٌّ، وَمُحَمَّدٌ ﷺ حَقٌّ، وَالسَّاعَةُ حَقٌّ، اَللّٰهُمَّ لَكَ اَسْلَمْتُ وَبِكَ آمَنْتُ وَعَلَيْكَ تَوَكَّلْتُ وَاِلَيْكَ اَنَبْتُ وَبِكَ خَاصَمْتُ وَاِلَيْكَ حَاكَمْتُ، فَاغْفِرْلِیْ مَا قَدَّمْتُ وَمَا اَخَّرْتُ وَمَااَسْرَرْتُ وَمَااَعْلَنْتُ، اَنْتَ الْمُقَدِّمُ وَاَنْتَ الْمُؤَخِّرُ لَا اِلٰهَ اِلَّا اَنْتَ۔

એ અલ્લાહ તારા માટે જ સઘળા વખાણ છે, આકાશો અને પૃથ્વી અને તેમાં જે કાંઈ છે તેનો સંભાળનાર તુ જ છે, અને સઘળા વખાણ તારા માટે જ છે, તારા જ માટે આકાશો અને પૃથ્વી અને એમાં જે કંઈ છે તેની બાદશાહત તારી જ છે, અને સઘળા વખાણ તારા માટે જ છે, તારા નૂરથી જ આકાશો અને પૃથ્વી પ્રકાશિત છે અને સઘળા વખાણ તારા માટે છે, તુ



આકાશો અને પૃથ્વીનો બાદશાહ છે અને સઘળા વખાણ તારા માટે જ છે, તુ બરહક છે, અને તારો વાયદો બરહક છે અને તારી મુલાકાત બરહક છે, અને તારૂ કથન બરહક છે અને જન્નત બરહક છે અને દોઝખ બરહક છે અને મુહંમ્મદ  સલ. બરહક છે, અને કયામત બરહક છે, એ અલ્લાહ ! હું તારા હુકમનો તાબેદાર છું, અને તારા ઉપર જ ઈમાન લાવ્યો છું અને મેં તારા ઉપર જ ભરોસો કર્યો છે અને તારા તરફ જ ધ્યાન કેન્દ્રિત કરૂં છું, અને તારી જાતના વાસ્તાથી જ ઝઘડુ છું, અને તારા તરફ જ મામલાઓ રજૂ કરૂં છું, જેથી આગલા–પાછલા, છુપાયેલા અને જાહેર થઈ ચુકેલ સર્વે ગુનાહોને માફ કરી દે, તું જ આરંભથી છે અને છેવટ સુધી છે, તારા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. *(બુખારી શરીફ)*

"બિસ્મિલ્લાહ" પઢીને વુઝૂ શરૂ કરી રહ્યા છે અને અહિંયા પણ અલ્લાહથી માંગી રહ્યા છે, એ અલ્લાહ ! જેવી રીતે વુઝૂ મારફતે મારા બાહ્ય અવયવોને તુ પાક કરી રહ્યો છે એવી રીતે મારા ભિતરને પણ પાક ફરમાવી દે, એટલે મારા ગુનાહોને માફ ફરમાવી દે, મકાનમાં કુશળતા અને રોઝીમાં બરકત અતા ફરમાવો.

اَللّٰهُمَّ اغْفِرْلِىْ ذَنْبِىْ وَوَسِّعْ لِىْ فِىْ دَارِىْ وَبَارِكْ لِىْ فِىْ رِزْقِىْ-

*(ઝાદુલ મઆદ : ૨/૩૮૯)*

વુઝૂના અગાઉ જ મિસ્વાક કરી ચુકયા છે જે આગલા નબીયોની પણ સુન્નત છે, અને મિસ્વાક કરી જે નમાઝો પઢવામાં આવે તે મિસ્વાક કર્યા વિનાની નમાઝો કરતાં સિત્તેર ઘણી ફઝીલત ધરાવે છે, સર્વ પ્રથમ વાસણમાંથી પાણી કાઢી પહોંચા સુધી હાથ ધુએ છે, પછી કોગળા કરે છે અને નાકમાં પાણી લઈ તેને સાફ કરે છે, પછી દાઢીના ખિલાલ સાથે મોઢુ ધુએ છે પછી કહોણિયો સુધી બન્ને હાથ ધુએ છે, પ્રથમ જમણો હાથ પછી ડાબો હાથ, પછી સર મુબારકનો મસહ કરે છે, સાથે સાથે બન્નેવ કાનોનો અંદર અને બહારથી પણ મસહ કરે છે છેવટે જમણો પગ અને ડાબો પગ ધુએ છે હાથની નાની આંગણીઓ વડે ખિલાલ કરે છે. વુઝૂના અવયવોમાં કાન સિવાય દરેક અવયવને ત્રણ ત્રણ વાર ધુએ છે, સંપૂર્ણ વુઝૂ કરી લે છે ત્યારે તે દુઆ પઢે છે તેના પઢનારને અલ્લાહ પાકે વાયદો કર્યો છે તેના માટે જન્નતના આઠેવ દરવાજા ખોલી દેવામાં આવશે જયાંથી ઈચ્છે પ્રવેશ કરે દુઆ કરે છે :



એ અલ્લાહ ! હું ફરીવાર શાક્ષી આપું છું કે તુ જ ખરેખર ઈબાદતના લાયક છે તારા સાથે કોઈ ભાગીદાર નથી, મુહંમ્મદ તારા બંદા અને રસૂલ છે, એ અલ્લાહ ! તું મને તૌબા કરનાર અને પવિત્ર રહેનાર લોકોમાંથી બનાવી દે.

اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهُ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ، اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنَ التَّوَّابِيْنَ وَاجْعَلْنِىْ مِنَ الْمُتَطَهِّرِيْنَ۔

*(તિર્મિઝી : ૫૫)*



ત્યાર પછી પોતાના તે બિસ્તર ઉપર તશરીફ લાવે છે જેના એક કિનારા ઉપર હઝરત આયશા રદિ. આરામ ફરમાવી રહ્યા છે, તેઓને જગાડયા વિના પોતાની નમાઝ શરૂ કરી આપે છે, આઠ રકાત નમાઝ પઢે છે, નમાઝના વચ્ચે પઢવાની ધીમી અવાજ મકાનમાં ગુંજી ઉઠે છે, સામાન્ય રીતે અન્ય નમાઝો કરતાં તે નમાઝમાં રૂકૂઅ અને સિજદા લાંબા લાંબા કરે છે, અને ધીમે ધીમે પોતાના પરવરદિગાર પાસે દુઆ પણ માંગી રહ્યા છે, એ આઠ રકાતો પછી વિતરની ત્રણ રકાત અદા કરે છે, જેની પહેલી રકાતમાં સબ્બિ હિસ્મ રબ્બિકલ અ'લા, બીજી રકાતમાં કુલ યા અય્યુહલ કાફિરૂન, અને ત્રીજી રકાતમાં કુલ હુવલ્લાહુ અહદની તિલાવત કરે છે, સલામ ફેરવીને સુબ્હાનલ મલિકિલ કુદુસ ત્રણ વાર પઢે છે. *(નસાઈ : ૮૯)*

વિતર પઢીને અલ્લાહ પાકના દરબારમાં નમ્રતા અને ઘણાં વિવેકના સાથે દુઆ માંગે છે, અલ્લાહના અનહદ ઉપકારોને યાદ કરીને રડી રહ્યા છે, ઉમ્મતના માટે માંગી રહ્યા છે, ઉમ્મતના માટે તડપી રહ્યા છે, અને પોતાના માટે પણ માંગે છે, નરમાશ અને ધીમા અવાજના કારણે હઝરત આયશા રદિ.ને કાંઈ સંભળાતુ નથી છતાં એ દુઆ સાંભળવામાં આવે છે; એ પરવરદિગાર ! હું તારી નારાજી અને પકડ તથા સઝાથી પનાહ માંગુ છું, તારા વખાણનો હું હક અદા કરી શકતો નથી, તેં પોતાની જાત વિષે જે ઈર્શાદ ફરમાવ્યો તું તેવો જ છે.

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ بِرِضَاكَ مِنْ سَخَطِكَ وَبِمُعَافَاتِكَ مِنْ عُقُوْبَتِكَ،



وَاَعُوذُبِكَ مِنكَ ، لَااُحصِی ثَنَاءً عَلَيكَ، كَمَا اَثنَيتَ عَلٰی نَفسِكَ۔

દુઆઓથી ફારિગ થઈને થોડીવાર આરામ ફરમાવે છે.

## ફજરની અઝાનથી ફજરની નમાઝ સુધી

**"આ દુનિયાની ભિન્ન વિભિન્ન વસ્તુઓમાં અલ્લાહના મુકાબલામાં કોઈ વસ્તુ મહાન નથી, તે જ સૌથી મહાન અને સૌથી ઉચ્ચ છે."**

આ સૈય્યિદિના બિલાલ હબશી રદિ.નો દિલોને ખેંચનાર અને ઈશ્ક તથા મસ્તી ભરેલ તે ભારે અઝાનનો અવાઝ છે જે ઘણાં જ ભરોસા સાથે દિવસોના પ્રકાશના જેમ રાતના અંધકારમાં પણ આજે ફરી રાબેતા મુજબ ગુંજી રહ્યો છે, અને તે જાત જેનો કોઈ ભાગીદાર નથી તેની મોટાઈ અને મહાનતાનું એ'લાન કરી રહેલ છે; એક બાજુ તૈય્યિબહના વાતાવરણ, ઉચ્ચ શિખરો અને શાંતમય ખીણોમાં એક અનોખી મસ્તી ઉત્પન્ન થાય છે, તૈય્યિબહની દિવાલો પણ જુમી ઉઠે છે અને પૃથ્વીનો તે સર્વત્ર વિભાગ જયાં સુધી અઝાનનો અવાઝ પહોંચી રહ્યો છે અને જે કાલે કયામતના દિવસે અઝાન દેનારના માટે ગવાહી આપશે તે પોતાના પરવરદિગારના ગુણ ગાવામાં બિલાલની અવાઝ સાથે પોતાનો અવાઝ મેળવી રહેલ છે ત્યારે બીજી બાજુ ખબીષમાંના ખબીષ શૈતાનો પણ જેઓની હિંમત અને બહાદુરીની કસમો ખાય શકાય તેમ છે આ સંક્ષિપ્ત પરંતુ ભાવાર્થ યુકત, વાસ્તવિકતા પર આધારિત, અને પરિવર્તનદાયક શબ્દોને સાંભળવાની લેશ માત્ર શકિત ન ધરાવતાં પુછડી દબાવીને ગાંડા લોકો સમાન નાસભાગ મચાવી રહ્યા છે અને રૂહ તથા આત્માને પ્રસન્નતા અર્પણ કરનાર દ્રષ્ય જોઈને અલ્લાહની મુંગી મખલૂક પણ ફુલાય રહેલ છે અને ખુશી મનાવી રહેલ છે.



અલ્લાહના મહબૂબ ફરી એક વાર જાગી જાય છે અને બિલાલની અવાઝનો જવાબ આપતાં બિલાલના દરેક વાકયને ફરીવાર બોલે છે જો કે હય્ય અલસ્સલાહ અને હય્ય અલલ ફલાહના જવાબમાં લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ ફરમાવે છે અને અઝાન તથા ઈકામતના ગાળામાં



દુઆઓ કબૂલ થાય છે એટલે અઝાન પુરી થયા પછી દુરૂદ શરીફ પછી આ દુઆ પઢે છે :

رَضِيْتُ بِاللّٰهِ رَبًّا وَبِالْاِسْلَامِ دِيْنًا وَبِمُحَمَّدٍ رَسُوْلًا، اَشْهَدُ اَنْ
لَّآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهُ لَا شَرِيْكَ لَهُ وَاَنَّ مُحَمَّدًا عَبْدُهُ وَرَسُوْلُهُ۔

આપ સલ. ઈર્શાદ ફરમાવે છે જે અઝાન પછી આ દુઆ પઢશે તેના સર્વે ગુનાહ માફ થઈ જાય છે. *(નસાઈ શરીફ : ૬૮૦)*

એવી રીતે જે માણસ નીચેની દુઆ પઢશે તેના માટે કયામતના દિવસે મારી સિફારિશ વાજિબ થઈ જાય છે :

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ آتِ مُحَمَّدًا
الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًا مَّحْمُوْدًا اَلَّذِیْ وَعَدْتَّهُ، اِنَّكَ
لَاتُخْلِفُ الْمِيْعَادَ۔

બે રકાત સુન્નત એવી રીતે પઢે છે કે હઝરત આયશા રદિ.ને શંકા ઉત્પન્ન થાય છે કે આપ સલ.એ સૂરએ ફાતિહા પણ પઢી હશે કે નહી ! *(નસાઈ શરીફ : ૯૪૭)*

પહેલી રકાતમાં કુલ યા અય્યુહલ કાફિરૂન અને બીજી રકાતમાં કુલ હુવલ્લાહુ અહદ તિલાવત ફરમાવે છે, સુન્નતો પૈકી ફજરની સુન્નતોનો સૌથી વધારે ખ્યાલ રાખવામાં આવે છે, આપ સલ. ફરમાવે છે કે તે દુનિયા અને દુનિયાની સઘળી વસ્તુઓથી બેહતર છે; એ જ ફઝીલતનું કારણ છે કે કોઈ દિવસે કોઈ કારણસર જમા'તથી પહેલા જો કોઈ સહાબીની સુન્નતો છુટી જતી તો સલામ પછી ઉભા થઈ તેને અદા કરતા હતા, મસ્જીદે નબવીમાં અમૂક માણસો તો રાતના આરંભથી જ ઝિક્ર, તિલાવત, અને નમાઝોમાં પ્રવૃત થઈ ચુકયા હોય છે જયારે બીજા લોકો જે ઘરોમાં હતા અઝાન સાંભળીને તહજ્જુદના મુસલ્લાઓ પરથી જ મસ્જીદ તરફ જવા માંડે છે, દૂર દૂરના લોકો મસ્જીદે નબવીમાં પહોંચી રહ્યા છે એટલે જમાત ઉભી થવાને હજુ થોડી વાર છે એટલા માટે આપ સલ. જમણા પડખા પર થોડીવાર સુઈને આરામ ફરમાવે છે.



થોડીવાર આપ આરામ કર્યા પછી જાગી જાય છે અને ઘેરથી નીકળી મસ્જીદ તરફ જવા લાગે છે તે સમયે આપ સલ. આ દુઆ પઢતા હોય છે,






એ અલ્લાહ ! મારા દિલ, ઝબાન, કાન, આંખ, આગળ–પાછળ, અને ઉપર નીચે દરેક જગ્યાને પ્રકાશિત કરી આપ.

اَللّٰهُمَّ اجْعَلْ فِىْ قَلْبِىْ نُورًا وَاجْعَلْ فِى لِسَانِىْ نُورًا وَاجْعَلْ فِى سَمْعِىْ نُوْرًا وَاجْعَلْ فِى بَصَرِىْ نُورًا وَاجْعَلْ خَلْفِىْ نُوْرًا وَاَمَامِىْ نُوْرًا وَاجْعَلْ مِنْ فَوْقِىْ نُوْرًا وَمِنْ تَحْتِى نُوْرًا، اَللّٰهُمَّ وَاعْظِمْ لِى نُوْرًا۔

મસ્જીદમાં જયારે પ્રવેશે છે ત્યારે પહેલાં જમણો પગ દાખલ ફરમાવે છે અને આ દુઆ પઢે છે કે એ અલ્લાહ ! મને શૈતાનથી પનાહ અતા ફરમાવ, મારા ગુનાઓને માફ કરી દે, અને મારા માટે પોતાની રહમતના દરવાજા ખોલી દે,

اَعُوْذُ بِاللّٰهِ الْعَظِيْمِ وَبِوَجْهِهِ الْكَرِيْمِ، وَسُلْطَانِهِ الْقَدِيْمِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ، بِسْمِ اللّٰهِ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ، اَللّٰهُمَّ اغْفِرْلِى ذُنُوْبِىْ وَافْتَحْ لِى اَبْوَابَ رَحْمَتِكَ۔

(ઈબ્ને માજા : ૭૭૧)

આપ સલ.ની મુબારક નજર તે નમાઝીઓના ઉપર પડે છે જેઓના કારણે મસ્જીદ ભરપુર થઈ ગઈ છે અને પહેલી સફમાં તલ મુકવાની જગ્યા નથી, એ આપ સલ.ના તે ઈર્શાદના પરિણામે છે જેમાં આપે સલ. ફરમાવ્યું છે કે અલ્લાહ તઆલાના ફરિશ્તાઓ પહેલી સફવાળાઓ માટે રહમતની દુઆ કરે છે. (અબૂ દાઉદ : ૬૬૪)

બીજી રિવાયતમાં છે કે જો લોકોને અઝાન દેવાની અને પહેલી સફમાં નમાઝ પઢવાની ફઝીલત જણાય જાય તો ચિટ્ઠીઓ નાંખવી પડે,

(તિર્મિઝી : ૨૨૫)

પછી બિલાલ ઈકામત પઢે છે આપ સલ. તે જ શબ્દોને પઢે છે પરંતુ બિલાલ જયારે કદ કામતિસ્સલાહ બોલે છે ત્યારે તેના જવાબમાં આપ સલ. અકામહલ્લાહુ વ અદામહા ફરમાવે છે એટલે અલ્લાહ પાક આ નમાઝને હંમેશા કાયમ દાયમ રાખે, મુસલ્લા ઉપર આપ સલ. પધારે છે અને લોકો તરફ મોઢુ કરી ફરમાવે છે "સફો સીધી કરો, નહિં તો અલ્લાહ પાક તમારા દિલોમાં મતભેદ નાંખી આપશે" (અબૂ દાઉદ : ૬૬૨)





બીજી રિવાયતમાં છે કે હું જોઈ રહ્યો છું કે શૈતાન તે ખાલી જગ્યામાં વાઘના (બચ્ચાના) જેમ દાખલ થઈ જાય છે. *(અબૂ દાઉદ : ૬૬૭)*

જોતાં જોતાં સફો સીધી થઈ જાય છે, ખભાથી ખભા અને એળીયોથી એળીયો મેળવી લેવામાં આવે છે, અને આપ સલ. અલ્લાહુ અકબર પઢીને નમાઝ શરૂ કરી આપે છે જેમાં સૂરએ ફાતિહા પછી સૂરએ તકવીર (ઈજસ્શમ્સુ કુવ્વિરત) ની તિલાવત ફરમાવે છે, સહાબા રદિ.ના દિલો ઉપર આપના બેહતરીન અવાઝનો અષર પડે છે, એમ લાગે છે કે જાણે આ આયતો હમણાં જ ઉતરી છે અને સર્વ પ્રથમ વખતે તેને સાંભળવામાં આવી રહી છે.

સંપૂર્ણ નમ્રતા અને ઈત્મીનાન સાથે જયારે આપ સલ. નમાઝ સંપૂર્ણ ફરમાવે છે ત્યારે સલામ ફેરવીને જમણી તરફ ફરીને બેસી જાય છે, થોડા જોરથી અલ્લાહુ અકબર પઢીને ત્રણવાર ઈસ્તિગ્ફાર પઢે છે પછી ૩૩ વખતે સુબ્હાનલ્લાહ, ૩૩ વખતે અલ્હમ્દુલિલ્લાહ, અને ૩૪ વખતે અલ્લાહુ અકબરનો વઝીફો પોતાની આંગણીઓ ઉપર ગણીને પઢે છે જેથી કયામતના દિવસે એ આંગણીઓ ગવાહી આપી શકે. *(તિર્મિઝી શરીફ)*

આપ સલ.ના ઈર્શાદ મુજબ આ તસ્બીહ પઢનારના ભલેને સમુદ્રના ફિણ જેટલા ગુનાહ કેમ ના હોય માફ થઈ જાય છે. *(મુસ્લિમ શરીફ : ૭૨)*

પછી દસ વખતે ચોથો કલિમહ પઢે છે :

لَاإِلٰـهَ إِلَّا اللّٰـهُ وَحْدَهُ لَا شَرِيْكَ لَهُ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ ،يُحْيِ
وَيُمِيْتُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيٍّ قَدِيْرٌ۔

કારણ કે અલ્લાહ તઆલાનો વાયદો છે કે જે માણસ ફજરની નમાઝ પછી કોઈના સાથે વાતચીત કરતાં પહેલાં દસ વખતે આ કલિમહ પઢે છે તેના માટે દસ નેકીયો લખવામાં આવે છે, દસ ગુનાહ માફ થાય છે, દસ દરજાઓ બુલંદ થાય છે, અને તે તે દિવસે શૈતાનથી સુરક્ષિત રહે છે અને દરેક મુસીબતથી તેને બચાવી લેવામાં આવે છે. *(તિર્મિઝી શરીફ)*

એવી રીતે મગરિબની નમાઝ પછી પઢવાની પણ એ ફઝીલત છે. *(મુસ્નદે અહમદ)*

સાત વખતે અલ્લાહુમ્મ અજિર્ની મિનન્નાર (એટલે એ અલ્લાહ ! મને દોઝખથી બચાવજે) પઢતા હતા, એના સાથે ફજર અને મગરિબની નમાઝ પઢવા ઉપર જહન્નમથી છુટકારાનો વાયદો છે. *(અબૂ દાઉદ શરીફ)*






પછી આ દુઆ પણ પઢતા હતા જે દરેક નમાઝ પછી પઢવાનો આપનો નિત્યક્રમ હતો :

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ تَبَارَكْتَ يَاذَا الْجَلَالِ وَالْإِكْرَامِ، رَبِّ اَعِنِّى عَلٰى ذِكْرِكَ وَشُكْرِكَ وَحُسْنِ عِبَادَتِكَ، اَللّٰهُمَّ لَا مَانِعَ لِمَا اَعْطَيْتَ وَلَا مُعْطِىَ لِمَا مَنَعْتَ وَلَا يَنْفَعُ ذَا الْجَدِّ مِنْكَ الْجَدُّ۔

એવી જ રીતે નીચેની દુઆઓ પણ નિત્યક્રમ તરીકે આજે પણ પઢે છે

اَصْبَحْنَا وَاَصْبَحَ الْمُلْكُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ، اَللّٰهُمَّ اِنِّى اَسْئَلُكَ خَيْرَ هٰذَا الْيَوْمِ، فَتْحَهُ وَنَصْرَهُ وَ نُوْرَهُ وَ بَرَكَتَهُ وَهُدَاهُ، وَاَعُوْذُبِكَ مَنْ شَرِّ مَا فِيْهِ وَشَرِّ مَا بَعْدَهُ، اَللّٰهُمَّ بِكَ اَصْبَحْنَا وَبِكَ اَمْسَيْنَا وَبِكَ نَحْيٰى وَبِكَ نَمُوْتُ وَاِلَيْكَ النُّشُوْرُ، رَضِيْنَا بِاللّٰهِ رَبًّا وَبِالْاِسْلَامِ دِيْنًا وَبِمُحَمَّدٍ ﷺ نَبِيًّا۔

*(તિર્મિઝી, અબૂ દાઉદ : ૬૯૧)*

## ફજરની નમાઝ પછીથી ઈશ્રાક સુધી

નમાઝ પછી પોતાના મા'મૂલાત પુરા કરીને આપ સલ. મુસલ્લા ઉપર જ નમાઝીઓ તરફ મોઢુ કરીને બેસી ગયા, ઓરતો ઘેર ચાલી ગઈ, અને સહાબા રદિ. પાસે પાસે આવી ગયા, દિવસની પહેલી મજલિસ અને નબવી દરબારનો આરંભ થયો, એટલે આત્મિક ફૈઝ પહોંચાડવાનો સિલસિલો ચાલી પડયો, આપે લોકોને પુછયું શું આજે કોઈએ ખ્વાબ–સ્વપ્નું જોયું છે ? એક સહાબીએ અરજ કરી કે; સરકાર ! મેં સ્વપ્નમાં જોયું કે મારૂ માથું કચળી દેવામાં આવે છે; આપે ઈર્શાદ ફરમાવ્યો કે એ શૈતાની અસર છે, એને વર્ણન ના કરો, જયારે તમારામાંથી કોઈ ખરાબ સ્વપ્નુ જુએ અને રાત્રે આંખ ખુલી જાય ત્યારે પોતાની ડાબી બાજુએ થુકી આપે, અને ત્રણ વખતે અઉઝૂ બિલ્લાહિ મિનશ્શય્યતા નિર્રજીમ પઢી જે પાસા ઉપર સુતો હોય તે પાસુ ફેરવી લે, પછી આપે સલ. ફરમાવ્યું "મેં આજે સ્વપ્નુ જોયું કે મારા બન્ને હાથોમાં સોનાની બંગડીઓ છે જેથી હું ફિકરમાં પડી ગયો, પછી મારા દિલમાં એ વાત ઉતારવામાં આવી કે હું તેને હવામાં






ઉડાવી દઉ, મેં જયારે હવામાં ઉડાવી તો ઉડી ગઈ, એની તા'બીર એ છે કે મારા પછી નબુવ્વતના જુઠા દા'વેદારો ઉભા થશે એમાંથી એકનું નામ મુસયલમહ હશે જે યમામહનો રહેવાશી હશે અને બીજાનું નામ અનસી હશે જે સન્આનો વતની હશે. (તિર્મિઝી શરીફ)

તેવામાં એક સહાબી ઉપર નજર પડી જેમના કપડાં ઘણાં જ જુના અને ગંદા હતા, તેમને પુછયું કે શું તમારા પાસે માલ નથી ? તેઓએ અરજ કરી કે હા, છે; આપે સલ. ફરમાવ્યું કે તમારા માલનો અસર શરીર પર દેખાવો જોઈએ.



ખાલિદ બિન વલીદ મખઝૂમી રદિ.એ કહ્યું, હુઝૂર ! રાત્રે મને ઉંઘ આવતી નથી, હુઝૂર સલ.એ ફરમાવ્યું સુતા પહેલાં આ દુઆ પઢી લો, :

اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ السَّبۡعِ وَمَا اَظَلَّتۡ، وَرَبَّ الۡاَرَضِيۡنَ وَمَا اَقَلَّتۡ، وَرَبَّ الشَّيَاطِيۡنَ وَمَا اَضَلَّتۡ، كُنۡ لِى جَارًا مِنۡ شَرِّ خَلۡقِكَ كُلِّهِمۡ جَمِيۡعًا، اَنۡ يَّفۡرُطَ عَلَىَّ اَحَدٌ مِّنۡهُمۡ اَوۡ اَنۡ يَبۡغٰى عَلَىَّ، عَزَّ جَارُكَ وَجَلَّ ثَنَائُكَ وَلَااِلٰهَ غَيۡرُكَ وَلَا اِلٰهَ اِلَّا اَنۡتَ۔

(તિર્મિઝી શરીફ)



સરકારે દો આલમે સલ. ફરમાવ્યું, બિલાલ ! બતાવો તો ખરા તમે શું અમલ કરો છો? કે મેં તમને જન્નતમાં મારાથી આગળ આગળ ચાલતા જોયા !

બિલાલ રદિ.એ જવાબ આપ્યો; હુઝૂર ! હંમેશા વુઝૂની હાલતમાં રહું છું અને દરેક અઝાન પછી બે રકાત પઢુ છું; આપ સલ.એ ફરમાવ્યું હા, એ બન્નેવ ખુબીઓના કારણે જ. (તિર્મિઝી શરીફ)



એક માણસે અરજ કરી કે હુઝૂર ! મને રાત્રે વીછીએ ડંખ માર્યો, હુઝૂરે સલ. ફરમાવ્યું તમે સાંજે આ દુઆ કેમ ના પઢી લીધી ?

اَعُوۡذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ مِنۡ شَرِّ مَاخَلَقَ۔

જો તમે દુઆ પઢી લીધી હોત તો તમોને કોઈ તકલીફ ના થાત,

(અબૂ દાઉદ)





એવી જ રીતે સવાર– સાંજ કોઈ માણસ નીચેની દુઆ ત્રણ ત્રણ વખતે પઢી લે તો તેને કોઈ નુકસાન થતુ નથી.

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اِسْمِهٖ شَىْءٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَاءِ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ۔

અર્થાત : અલ્લાહના નામની બરકતથી જમીન અને આસમાનમાં કોઈ વસ્તુ તેના હુકમ વગર નુકસાન પહોંચાડી શકતી નથી, તે જ સાંભળનાર જાણનાર છે. *(અબૂ દાઉદ)*

હઝરત ઉસમાન રદિ.ના છોકરા હઝરત અબાન બિન ઉષ્માન આ દુઆને દરરોજ પઢતા હતા, એક દિવસે એમને લકવાનો અસર થઈ ગયો ત્યારે જણાવ્યું કે આજે એ દુઆ પઢી ના હતી. *(તિર્મિઝી શરીફ)*



મજલિસના દરમિયાન એક માણસે હઝરત અબૂ બકર સિદીક રદિ.ને બુરૂ ભલુ કહ્યું ત્યારે તેઓ ચુપ રહ્યા, ફરીવાર બુરૂભલુ કહ્યું ત્યારે ચુપ રહ્યા ત્રીજીવાર બોલી પડયા અને તેને જવાબ આપ્યો તે જોઈ આપ સલ. ઉઠીને ચાલવા લાગ્યા, ત્યારે સિદ્દીકે અકબર રદિ.એ પુછયુ; હુઝૂર ! શું તમે મારાથી નારાજ થઈ ગયા ! આપ સલ.એ ફરમાવ્યું આકાશ પરથી એક ફરિશ્તો તેની વાતો જુઠાડી રહ્યો હતો પરંતુ જયારે તમે બદલો લઈ લીધો ત્યારે શૈતાન વચ્ચે આવી ગયો અને જે મજલિસમાં શૈતાન હોય તે મજલિસમાં હું બેસતો નથી. *(અબૂ દાઉદ)*

આપે સલ. ફરમાવ્યું જે પોતાના મો'મિન ભાઈની કોઈ દુન્યવી તકલીફ દૂર કરશે અલ્લાહ તઆલા કયામતના દિવસે તેની તકલીફ દૂર કરશે, એવી જ રીતે જે કોઈ પરેશાન હાલતવાળાની મદદ કરશે અલ્લાહ પાક દુનિયા અને આખિરતમાં તેની મદદ કરશે અને જે માણસ પોતાના ભાઈની ઐબ છુપાવશે અલ્લાહ પાક તેની ઐબ છુપાવશે અને જયાં સુધી બંદો બંદાની મદદ કરતો રહેશે અલ્લાહ તેની મદદ કરતો રહેશે.

*(તિર્મિઝી શરીફ)*



એવામાં સુર્ય ઉદય થયો અને ઉચે ચઢયો આપની મજલિસ પુરી થઈ ઉઠતી વખતે આપે સલ. ફરી એકવાર અલ્લાહની તારીફ બયાન કરી અને ગુનાહોથી માફી માંગી અને આ દુઆ પઢી.



سُبۡحَانَكَ اللّٰهُمَّ وَبِحَمۡدِكَ اَشۡهَدُ اَنۡ لَّا اِلٰهَ اِلَّا اَنۡتَ اَسۡتَغۡفِرُكَ وَاَتُوۡبُ اِلَيۡكَ۔

અને ફરમાવ્યું કે મજલિસના દરમિયાન થનાર ગુનાહોનો કફફારો બની જાય છે પછી આપે સલ. જે મુસલ્લા પર ફર્ઝ નમાઝ પઢી હતી તે મુસલ્લા પર ચાર રકાત ચાશતની નમાઝ પઢી. *(અબૂ દાઉદ)*

ફરમાવ્યું ચાશતની નમાઝ પઢવાથી અલ્લાહ ગુનાહ માફ કરી દે છે ભલે તે સમુદ્રના ફિણ જેટલા હોય ! પછી આપ સલ. ઘર તરફ જવા લાગ્યા, અને મસ્જીદથી પહેલાં ડાબો પગ કાઢી આ દુઆ પઢી :

بِسۡمِ اللّٰهِ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوۡلِ اللّٰهِ، اللّٰهُمَّ اغۡفِرۡلِىۡ ذُنُوۡبِىۡ وَافۡتَحۡ لِىۡ اَبۡوَابَ فَضۡلِكَ۔

અને સલામ કરી દાખલ થયા.



## ઈશરાકની નમાઝ પછી

સરકારે દો આલમ સલ.એ ફરમાવ્યું : જુવૈરિય્યહ ! શું તમે હજુ સુધી ઝિક્રની હાલતમાં બેઠેલા છો ? !

જુવૈરિય્યહએ જવાબ આપ્યો, હા,

સરકારે દો આલમ સલ.એ ફરમાવ્યું મેં અત્યારે ચાર શબ્દો એવા પઢેલા છે જે તમારા આખા દિવસના ઝિક્રો અજકાર સમાન છે તે ચાર કલિમાત આ છે :

سُبۡحَانَ اللّٰهِ وَبِحَمۡدِهٖ عَدَدَ خَلۡقِهٖ وَرِضَا نَفۡسِهٖ وَزِيۡنَةَ عَرۡشِهٖ وَمِدَادَ كَلِمَاتِهٖ۔

*(મુસ્લિમ શરીફ)*



હુઝૂર સલ.ના મુબારક મકાનમાંથી એક મોટુ વાસણ ચાર માણસો ઉઠાવીને લાવે છે જે વાસણનું નામ ગર્રા હતું, તેમાં ષરીદ હતું, ષરીદ એટલે શોરબામાં ભિંગાવેલી રોટલી, આપ સલ. પણ પધાર્યા, અને સુફફહવાળા લોકોને ફરમાવ્યું કે આ તમારા માટે છે ખાવા માંડો, બધા લોકો વાસણના કિનારા પાસેથી ખાવા લાગ્યા, અમૂક માણસો જે નવા નવા ઈસ્લામમાં





દાખલ થયા હતા અને ખાવાના અદબથી અંજાણ હતા વચ્ચેથી ખાવા લાગ્યા, આપ સલ.ની નજર તેઓના ઉપર પડી, આપે ફરમાવ્યું કિનારા પરથી ખાઓ, વચ્ચેથી ના ખાઓ, કારણ કે વચ્ચે બરકત ઉતરે છે.

(અબૂ દાઉદ)



સરકારે દો આલમ સલ.એ ફરમાવ્યું : એ અબૂ ઉમામહ ! શું વાત છે, હું તમોને નમાઝના વખત સિવાય મસ્જીદમાં જોઈ રહ્યો છું, આ સમયે તો તમે મસ્જીદમાં હોતા નથી !

અબૂ ઉમામહ રદિ.એ કહ્યું : પરેશાનીઓ અને કરજ થઈ ગયેલ છે;

સરકારે દો આલમ સલ.એ ફરમાવ્યું : શું તમને એવી દુઆ ના બતાઉ જેને પઢવાથી પરેશાની દૂર થઈ જાય અને કરજ પણ અદા થઈ જાય.

અબૂ ઉમામહ રદિ.એ જવાબ આપ્યો : યા રસૂલલ્લાહ ! જરૂર બતાવો.

સરકારે દો આલમ સલ.એ ફરમાવ્યું સવાર સાંજ આ દુઆ પઢી લો;

اَللّٰهُمَّ اِنِّی اَعُوْذُبِكَ مِنَ الْهَمِّ وَ الْحُزْنِ وَاَعُوْذُبِكَ مِنَ الْعَجْزِ
وَالْكَسَلِ وَاَعُوْذُبِكَ مِنَ الْجُبْنِ وَالْبُخْلِ وَ اَعُوْذُبِكَ مِنْ غَلَبَةِ
الدَّيْنِ وَ قَهْرِ الرِّجَالِ۔

"એ અલ્લાહ ! ફિકર અને ચિંતાથી, આજિઝી અને સુસ્તીથી, બુઝદિલી અને બખિલાઈથી, કરજ અને લોકોના ઝૂલ્મથી હું તારી પનાહ માંગુ છું."

અમૂક દિવસો પછી હઝરત અબૂ ઉમામહ રદિ.એ ફરમાવ્યું કે હું એ દુઆ પઢતો રહ્યો જેનાથી મારી ચિંતા મટી ગઈ અને કરજ પણ અદા થઈ ગયું.

(અબૂ દાઉદ)



અમૂક ગરીબ કક્ષાના લોકો જેઓ હંમેશા નેકીયો વધારવાની ફિકરમાં લાગેલા રહેતા હતા આપની સેવામાં ઉપસ્થિત થઈને અરજ કરે છે;

યા રસૂલલ્લાહ ! માલદાર લોકો નેકીયો કરવામાં અમારાથી આગળ વધી ગયા, તેઓની નમાઝો અને રોઝા તો અમારા જેવા છે, ઉપરાંત તેઓ માલના લઈને હજ અને ઉમરહ તથા જિહાદ અને સદકો પણ કરે છે;





આપ સલ.એ ફરમાવ્યું : શું તમોને એવો અમલ ના બતાઉ જેનાથી તમો સૌથી આગળ થઈ જાઓ, પરંતુ જે કોઈ તે અમલ કરશે તે તમારા સમાન રહેશે, દરેક નમાઝ પછી ૩૩–૩૩ વખતે સુબ્હાનલ્લાહ અને અલ્હમ્દુલિલ્લાહ, તથા ૩૪ વખતે અલ્લાહુ અકબર પઢયા કરો.

*(તિર્મિઝી શરીફ )*



એક સહાબી આવીને કહેવા લાગ્યા હુઝૂર ! હું તો હલાક થઈ ગયો, આપ સલ.એ પુછયું : શું થયું ?

તેમણે અરજ કરી : રમઝાનમાં રોઝાની હાલતમાં પત્નિ સાથે સંભોગ કરી લીધો.

આપે ફરમાવ્યું : એક ગુલામને આઝાદ કરી લો.

તેમણે કહ્યું : મારા પાસે ગુલામ નથી.

આપે ફરમાવ્યું : ત્યારે સંપૂર્ણ બે માસના રોઝા રાખો.

તેમણે કહ્યું : મારાથી નહીં રાખી શકાય.

આપે ફરમાવ્યું : તો પછી ૬૦ ગરીબોને ખવડાવી આપો.

તેમણે કહ્યું : મારા પાસે એટલી શકિત નથી.

તેવામાં થોડીક ખજૂરો આપની સેવામાં લાવવામાં આવી, આપે ફરમાવ્યું, લઈ જાઓ અને ગરીબોને વહેંચી આપો.

તેમણે અરજ કરી : તે જાતના સોગંદ ! જેણે આપને સાચા પયગમ્બર બનાવીને મોકલ્યા છે, આખા મદીનહમાં મારાથી વધીને કોણ ગરીબ છે !

એ સાંભળીને આપ સલ. એટલા હસવા લાગ્યા કે આપના મુબારક દાંત પણ દેખાવા લાગ્યા. *(બુખારી શરીફ)*



થોડીવાર પછી આપ સલ.ઘેરથી નીકળ્યા અને બજાર તરફ જવા લાગ્યા ઘેરથી નિકળતી વખતે આ દુઆ પઢી :

بِسۡمِ اللّٰهِ تَوَكَّلۡتُ عَلَى اللّٰهِ، لَا حَوۡلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ۔

આપ સલ.એ ફરમાવ્યું : જે માણસ ઘેરથી નીકળતી વઅતે આ દુઆ પઢે તેને કહેવામાં આવે છે કે તમોને હિદાયત નસીબ થઈ, અલ્લાહ તમારી સંભાળ અને રક્ષણ કરનાર છે અને દરેક ખરાબ બાબતોથી તમોને સુરક્ષિત કરી લેવામાં આવ્યા. અને તેવા માણસથી શૈતાન દૂર થઈ જાય છે.






મસ્જીદના પાસેથી આપ પસાર થયા અમૂક બાળકો રમતા હતા તેઓને સલામ કરી;

મદીનહ મુનવ્વરહના એક કિનારા પર ખાલી જગ્યા છે જયાં સવારથી લઈ સાંજ સુધી મદીનહ મુનવ્વરહની બજાર ભરાતી હતી, આપ સલ.તે બજારમાં ગયા અને આપ નીચેની દુઆ પઢતા હતા અને ફરમાવ્યું કે બજારમાં જઈ જે માણસ આ દુઆ પઢશે અલ્લાહ જન્નતમાં તેને માટે એક ઘર બનાવશે

لَااِلٰـهَ اِلَّا اللّٰـهُ وَحدَهُ لَا شَرِيكَ لَهُ، لَهُ المُلكُ وَلَهُ الحَمدُ ،يُحيِ
وَيُمِيتُ بِيَدِهِ الخَيرُ وَهُوَ عَلٰى كُلِّ شَئٍ قَدِير۔

(ઈબ્ને માજા)



હું (ઝાહિર બિન હિઝામ રદિ.) પ્રતિષ્ઠિત કે ધનવાન માણસ નથી, મારો નિત્યક્રમ છે કે જયારે ખેતરથી લીલોતરી વેચવા માટે બજારમાં લાવું છું ત્યારે એમાંથી થોડીક હુઝૂર સલ.ને પણ હદિયો આપું છું જેના બદલારૂપે આપ સલ. અમૂક ખાવા પીવાની વસ્તુઓ આપે છે, આજે નિત્યક્રમ મુજબ બજારમાં ઉભો ઉભો લીલોતરી વેચી રહ્યો હતો, અચાનક કોઈ માણસે પાછળથી આવીને મને એવી રીતે ઉઠાવી લીધો કે હું તેમને જોઈ શકતો ના હતો, મેં પુછયું, કોણ છો ? મને છોડી દો; જયારે આંખોના કિનારાથી મેં જોઈ લીધું કે મારા મહબૂબ સલ. છે જેથી બરકત પ્રાપ્ત કરવા માટે મારી કમરને હુઝૂર સલ.ની છાતી મુબારક સાથે સ્પર્શ કરવા લાગ્યો, આપે સલ. બૂમ પાડી કે બતાવો ! આ ગુલામને કોણ ખરીદશે ? મે અરજ કરી, હુઝૂર ! મને કોણ ખરીદશે ? જે પણ મને ખરીદશે તે નુકસાનમાં જશે મારી તો કોઈ કિંમત જ નથી હું તો ખોટો માણસ છું; આપ સલ.એ ફરમાવ્યું તમે અલ્લાહની નજરમાં ઓછી કિંમતના નથી તમે તો બહું કિંમતી છો. (શમાઈલ તિર્મિઝી)



મદીનહ મુનવ્વરહની બહાર ખુલ્લા મેદાનમાં અલગ અલગ જગ્યાએ બજાર ભરાયેલ છે, આપ સલ. ફરી ફરીને એક એક વેપારીની મુલાકાત લઈ રહ્યા છે, કયારેક વેપારી આગળ વધીને આપ સલ.ને સલામ કરે છે





તો કયારેક આપ સલ. આગળ વધીને વેપારીને સલામ કરે છે, એક જગ્યાએ પહોંચે છે જયાં અનાજનો ઢગલો પડેલો છે આપ સલ. પોતાનો મુબારક હાથ અનાજના ઢગલામાં દાખલ કરે છે, ત્યારે જણાય છે કે અનાજ અંદરથી પાણીવાળુ છે આપ સલ. પુછે છે કે આ શું છે ? તે વેપારી જવાબ આપે છે કે હુઝૂર ! વરસાદના કારણે બન્યુ છે, આપ સલ.એ ફરમાવ્યું કે જો એવું જ હતું તો પછી પાણીવાળુ અનાજ કેમ ઉપર ના રાખ્યું ? જેથી લોકો જોઈ શકત, જે ધોકો આપે તે અમારો નથી. *(તિર્મિઝી શરીફ)*

આપે સલ. ફરમાવ્યું સત્ય બોલનાર, અમાનતદાર, વેપારીનો હશ્ર અંબિયા, સિદ્દીકો અને શહીદોના સાથે થશે. *(તિર્મિઝી શરીફ)*

આગલા યુગમાં એક માણસનો હિસાબ–કિતાબ થયો, તેની પાસે એક નેકી પણ ના હતી, પરંતુ એટલુ હતું કે તે માલદાર હતો અને વેપાર–કારોબારમાં તથા લેવડ–દેવડમાં વસૂલી કરવામાં મેહતલ આપતો હતો અને પોતાના નોકરોને તાકીદ કરી આપી હતી કે લોકોને માફ કરી આપ્યા કરે, અલ્લાહે ફરમાવ્યું કે તેને માફ કરવાના અમે વધારે હકદાર છીએ અને તે વેપારીને માફ કરી દીધો. *(તિર્મિઝી શરીફ)*

એવી રીતે ત્રણ પ્રકારના માણસો સાથે અલ્લાહ પાક કયામતના દિવસે વાતચીત નહિં કરશે અને તેઓ તરફ રહમતની નજરે જોશે પણ નહીં, બલકે તેઓ માટે સખત પ્રકારનો અઝાબ હશે; એક તો ઢેકીઓથી નીચે લુંગી અથવા ઈજાર– પાટલૂન લટકાવી પહેનનાર, બીજો એહસાન કરીને કહી બતાવનાર, ત્રીજો જુઠી કસમો ખાયને પોતાનો માલ વેચનાર.

*(અબૂ દાઉદ શરીફ)*



## ઝહોરથી અગાઉ

બજારથી પાછા ફર્યા, માર્ગમાં જોયું કે બે માણસ માંહોમાહે લડી રહ્યા છે તેઓને જોઈને પોતાના સહાબા રદિ.ને સંબોધીને ફરમાવ્યું કે હું એવા શબ્દો જાણું છું કે જો તેઓ પઢી લે તો તેમનો ગુસ્સો ઠંડો પડી જાય, તે શબ્દો આ પ્રમાણે છે :

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ۔

ગુસ્સાનો સંબંધ શૈતાન સાથે છે અને શૈતાન આગથી બનાવવામાં





આવ્યો છે અને આગને પાણીથી બુજાવવામાં આવે છે એટલે તમોને જો ગુસ્સો આવે તો વુઝૂ કરી લો. *(અબૂ દાઉદ)*



મસ્જીદના પાસે પહોંચ્યા ત્યારે એક ગામડીયા સહાબીની મુલાકાત થઈ, તેઓએ ત્યાંજ ઉભા ઉભા એક સવાલ કરી દીધો :

યા રસૂલલ્લાહ ! કયામત કયારે આવશે ?

આપે સલ. પુછયું : તેના માટે તમે શું તૈયારી કરી રાખી છે ?

તેઓએ જવાબ આપ્યો માત્ર અલ્લાહ અને તેના રસૂલની મહોબ્બત મારા પાસે છે;

આપે સલ. ફરમાવ્યું તમારો હશ્ર તેના સાથે જ થશે જેના સાથે તમે મહોબ્બત કરો છો. *(મુસ્લિમ શરીફ)*



પાછા ફરતાં કબ્રસ્તાન પાસેથી પસાર થયા ત્યારે મર્હૂમો માટે આ દુઆ કરી :

اَلسَّلَامُ عَلَيْكُمْ يَا اَهْلَ الْقُبُوْرِ، يَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ، وَاَنْتُمْ سَلَفُنَا وَنَحْنُ بِالْاَثَرِ۔

*(તિર્મિઝી શરીફ)*



મકાન મુબારકમાં દાખલ થયા, સર્વ પ્રથમ આ દુઆ પઢી :

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُكَ خَيْرَ الْمَوْلَجِ وَخَيْرَ الْمَخْرَجِ، بِسْمِ اللّٰهِ وَلَجْنَا وَبِسْمِ اللّٰهِ خَرَجْنَا وَعَلَى اللّٰهِ رَبِّنَا تَوَكَّلْنَا۔

એ અલ્લાહ ! હું તારાથી સવાલ કરૂં છું કે મારૂ નીકળવું પણ બેહતર હોય, અને દાખલ થવું પણ, તારા જ નામ સાથે અમે દાખલ થઈએ છીએ અને નીકળીએ છીએ, અને તારા ઉપર જ હે પરવરદિગાર ! ભરોસો કરીએ છીએ પછી ઘરવાળાઓને સલામ કરી,

હઝરત આયશા રદિ.ને પુછયું કાંઈ ખાવાનું છે ? કારણ કે બપોરનો ખાવનો સમય થઈ ચુકયો હતો, નિત્યક્રમ એવો હતો કે જયારે ઘરવાળાને ખાવા વિષે સવાલ ફરમાવતા અને ઘરવાળા તરફથી જવાબ મળતો કે આજે ખાવાનું કાંઈ નથી ત્યારે આપ સલ. રોઝાની નિય્યત કરી લેતા હતા, જો કે





જુમેરાત અને સોમવારના રોઝા રાખવાનો આપ સલ.નો નિત્યક્રમ હતો; અને ફરમાવતા  કે અલ્લાહના દરબારમાં આ દિવસોમાં જ અમલ રજૂ થાય છે એટલે હું ઈચ્છુ છું કે તે રોઝાની હાલતમાં રજૂ થાય.

*(તિર્મિઝી શરીફ)*

હઝરત આયશા સિદ્દીકા રદિ.નો જવાબ મળ્યો કે હમણાં જ ખાવા લાવું છું થોડી જ વારમાં દસ્તરખ્વાન પાથર્યુ, આપે સલ. હાથ ધોઈને બિસ્મિલ્લાહ પઢી અને ત્રણ આંગણીઓ (અંગુઠો, શહાદતની આંગણી અને વચલી આંગણી) વડે ખાવાનું શરૂ કર્યુ, આજે નવયુવાન સહાબી હઝરત  અમ્ર બિન સલમહ રદિ. પણ ખાતી વખતે હાજર હતા, અને તે પ્લેટમાંથી એક જગ્યાના બદલે એમ તેમથી ખાય રહ્યા હતા, આપે સલ. ફરમાવ્યું બેટા ! બિસ્મિલ્લાહિ અવ્વલહુ વ આખિરહુ પઢી લો, એવી રીતે કોળિયો જો પડી જાય તો સાફ કરીને ખાય લો, અને આંગણીઓને ચાટી લો, તમોને શું ખબર કે કયા દાણામાં બરકત છે ? ડાબા હાથથી શૈતાન ખાય છે અને વચ્ચે બરકત ઉતરે છે.

*(અબૂ દાઉદ, મુસ્લિમ, ઝાદુલ મઆદ, તિર્મિઝી)*

એક માણસને આપે સલ. જોયો હતો કે ડાબા હાથથી ખાય રહ્યો છે, રોકવા છતાં ડાબા હાથે ખાતો રહ્યો જેથી તેના જમણા હાથે લકવાની અસર થઈ ગઈ. (મુસ્લિમ શરીફ)

ખાધા પછી આપે સલ. આંગણીઓ ચાટી લીધી, અને વાસણ સાફ કર્યુ, અને ફરમાવ્યું કે એ વાસણ ખાનાર માટે મગફિરતની દુઆ કરે છે.

*(ઈબ્ને માજા)*

ખાધા પછી આ દુઆ પઢી :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ اَطْعَمَنَا وَسَقَانَا وَجَعَلَنَا مِنَ الْمُسْلِمِیْنَ۔

સઘળા વખાણ અલ્લાહના માટે જ છે જેણે આપણને ખવડાવ્યું, પીવડાવ્યું અને આપણને મુસલમાન બનાવ્યા.

જયારે દસ્તરખ્વાન ઉઠાવી લીધું ત્યારે આ દુઆ પઢી :

اَلْحَمْدُ لِلّٰهِ كَثِيْرًا طَيِّبًا مُبَارَكًا فِيْهِ غَيْرَ مَكْفِیٍّ وَلَا مُوَدَّعٍ وَلَا مُسْتَغْنٰى عَنْهُ رَبَّنَا۔

*(અબૂ દાઉદ શરીફ)*





આપે સલ. ફરમાવ્યું ખાધા પછી સર્વ પ્રથમ દસ્તરખ્વાન ઉઠાવી લેવામાં આવે, પછી ખાનાર ઉભા થાય, અને સાથીઓ જયાં સુધી ખાય ના રહે ત્યાં સુધી ઉઠવું ના જોઈએ. *(ઈબ્ને માજા શરીફ)*

પછી આપ સલ.એ હાથ ધોઈને થોડીવાર આરામ કર્યો.



હઝરત વહશી રદિ.એ કહ્યું : હુઝૂર અમે ખાઈએ છીએ, પેટ નથી ભરાતુ, હુઝૂર સલ.એ ફરમાવ્યું : શું તમે અલગ અલગ બેસીને ખાઓ છો? હઝરત વહશી રદિ. એ કહ્યું : જી હા,

હુઝૂર સલ.એ ફરમાવ્યું : સાથે બેસીને ખાઓ, સાથે ખાવામાં બરકત છે *(ઈબ્ને માજા)*

## ઝહોરની નમાઝ પહેલાં

હઝરત ઉમર ફારૂક રદિ. આદતના વિરૂધ કોઈ કામસર પરવાનગી લઈને સલામ કરી હુઝૂર સલ.ના મુબારક મકાનમાં દાખલ થયા, અને આપને જોઈને અચાનક રડવા લાગ્યા, આપ બપોરનો (કયલુલહ) આરામ કરીને ઉઠયા હતા છતાં આપે સલ. પુછી લીધું :

ઉમર : શું વાત છે ? કેમ રડો છો ?

હઝરત ઉમરે કહ્યું : હુઝૂર આપના મુબારક મોઢા પર ચટાઈના નિશાનો જોઈને રડવું આવી ગયું, કૈસર અને કિસરા તો ઘણાં જ આરા સાથે રહે છે અને આપ અલ્લાહના નબી અને વહાલા હોવા છતાં આપની આ હાલત !

સરકારે દો આલમ સલ.એ ફરમાવ્યું : એ ઈબ્ને ખત્તાબ (ખત્તાબના બેટા) શું તમોને એ પસંદ નથી કે આ દુન્યવી વસ્તુઓ તેઓને દુનિયામાં મળે, અને આપણને આખિરતમાં મળે ? !

હઝરત ઉમર રદિ.એ ફરમાવ્યું : જરૂર. *(ઈબ્ને માજા)*

બપોરે ઝવાલ પછી હઝરત બિલાલે રદિ. અઝાન આપી, અને હુઝૂર સલ.એ વુઝૂ કરીને ઘરમાં જ ચાર રકાત સુન્નતો અદા કરી. *(ઈબ્ને માજા)*

ઈર્શાદ ફરમાવ્યો કે આ તે સમય છે જેમાં આકાશના બધા દરવાજા ખોલી દેવામાં આવે છે. એટલે હું ઈચ્છુ છું કે આ સમયે મારા નેક અમલ ઉપર જાય. *(તિર્મિઝી શરીફ)*





ફજરની બે રકાત સુન્નતના જેમ આપ સલ. ઝહોરના પહેલાંની ચાર રકાત સુન્નતનો પણ પ્રબંધ કરતા હતા. *(અબૂ દાઉદ)*

ઝહોરની પહેલાંની ચાર રકાત સુન્નત જો કોઈ પ્રવૃતિના કારણે છુટી જતી તો ફરજ પછી તેને પઢી લેતા હતા. *(તિર્મિઝી શરીફ)*

ફરમાવ્યું કે જે માણસ ઝહોરના પહેલાં અને ઝહોર પછી ચાર–ચાર રકાતની પાબંદી કરે છે તેના માટે દોઝખ હરામ થઈ જાય છે.

*(અબૂ દાઉદ, તિર્મિઝી)*



પછી આપ સલ. મસ્જીદમાં તશરીફ લાવ્યા અને હઝરત બિલાલ રદિ.એ આપ સલ.ને જોઈને ઈકામત પઢી અને મુસલ્લા પર તશરીફ લાવી નમાઝ પઢાવી, સવારના જેમ બીજી રકાત કરતાં, પહેલી રકાત થોડી લાંબી હતી, જો કે નમાઝમાં આપ સલ. તિલાવત આહિસ્તાથી કરતા હતા છતાં પાસે નમાઝ પઢનારને ધીમો ધીમો અવાઝ સંભળાતો હતો, અને સૂરએ લુકમાન અને સૂરએ જારિયાતની તિલાવત ફરમાવતા હતા.

*(ઈબ્ને માજા)*

સલામ ફેરવીને આપ સલ. ડાબી તરફ ફરીને બેસી ગયા અને થોડા ધીમા અવાજે અલ્લાહુ અકબર કહીને ત્રણ વખતે ઈસ્તિગફાર પઢયા.

*(નસાઈ)*

પછી ૩૩–૩૩ વખતે સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ અને ૩૪ વખતે અલ્લાહુ અકબર પઢીને આ દુઆના કલિમા દરેક નમાઝના જેમ આ નમાઝ પછી પણ પઢયા :

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ، تَبَارَكْتَ يَاذَا الْجَلَالِ وَالْاِكْرَامِ، اَللّٰهُمَّ لَامَانِعَ لِمَا اَعْطَيْتَ وَلَا مُعْطِىَ لِمَا مَنَعْتَ وَلَايَنْفَعُ ذَا الْجَدِّ مِنْكَ الْجَدُّ، لَااِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ، يُحْيِ وَيُمِيْتُ بِيَدِهِ الْخَيْرِ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٍ-

*(અમલુલ યૌમ વલ્લય્લહ : પેજ–૫૫)*

ફરમાવ્યું જે માણસ દરેક ફરજ નમાઝ પછી આયતુલ કુર્સી પઢશે તેના માટે અલ્લાહ તઆલા તરફથી જન્નતમાં દાખલ થવાનો વાયદો છે.








હઝરત મુઆજ રદિ.ના ઉપર નજર પડી એમને સંબોધીને ફરમાવ્યું : મુઆજ ! જુઓ, મને તમારા સાથે મહોબ્બત છે, એટલે તમને કહું છું કે દરેક નમાઝ પછી આ દુઆ ભુલશો નહીં :

اَللّٰهُمَّ اَعِنِّی عَلٰی ذِکْرِكَ وَشُكْرِكَ وَحُسْنِ عِبَادَتِكَ۔

(અબૂ દાઉદ)

પછી આપ સલ. ઘેર પાછા ફર્યા, અને ત્યાં જ સુન્નતો અદા કરી, આપને જોઈ અમૂક સહાબા રદિ.એ પણ એમ જ કર્યુ, જયારે ઘણા સહાબાએ જેમાં અસ્હાબે સુફ્ફા પણ હતા મસ્જીદમાં જ ફરજ પઢવાની જગ્યાએથી હટીને સુન્નતો પઢી. (ઈબ્ને માજા)

## ઝહોરની નમાઝ પછી

પોતાની વહાલી અને લાડલી છોકરી હઝરત ફાતિમાના ત્યાં તશરીફ લઈ ગયા, ત્યાં થોડીવાર વાતચીત માટે બેસી રહ્યા, પછી નાના, પ્યારા ભુલકાંઓ હઝરત હસન રદિ. અને હઝરત હુસૈન રદિ.ને આ શબ્દો પઢીને દમ કર્યો :

اَعُوْذُ بِكَلِمٰتِ اللّٰهِ التَّآمَّةِ، مِنْ كُلِّ شَيْطَانٍ وَّهَامَّةٍ، وَمِنْ كُلِّ عَيْنٍ لَّامَّةٍ۔

(હું અલ્લાહના બધા કલિમાતની પનાહ માંગુ છું દરેક શૈતાન, ખરાબ વસ્તુ અને બુરી નજરથી)

અને ફરમાવ્યું હઝરત ઈબ્રાહીમ અલૈ. પણ પોતાના સાહબઝાદહ હઝરત ઈસ્હાક અલૈ. અને હઝરત ઈસ્માઈલ અલૈ.ને આ કલિમાત પઢીને જ દમ ફરમાવતા હતા. (તિર્મિઝી શરીફ)



પછી અમે બીમાર સહાબીની ખબર લેવા ચાલ્યા ગયા, તેમની તબીયતના સમાચાર પુછયા, તેમના ઉપર હાથ મુકીને આ દુઆ કરી, એ અલ્લાહ ! એમને સંપૂર્ણ તંદુરસ્તી નસીબ ફરમાવો, તમે જ શિફા આપનાર છો :

اَذْهِبِ الْبَأْسَ رَبَّ النَّاسِ وَاشْفِ اَنْتَ الشَّافِی لَاشِفَاءَ اِلَّا شِفَائُكَ شِفَاءً ا لَايُغَادِرُ سَقَمًا۔

(મુસ્લિમ શરીફ)





પછી ફરમાવ્યું " " અને કોઈ માણસ બીમાર પાસે જઈ સાત વખતે આ દુઆ પઢે તો અલ્લાહ પાક તેને તંદુરસ્તી અતા ફરમાવે છે કે હું અલ્લાહથી જે મહાન અર્શનો માલિક છે સવાલ કરૂં છું કે તે તમને શિફા આપે.

اَسْأَلُ اللّٰہَ الْعَظِیْمَ رَبَّ الْعَرْشِ الْعَظِیْمِ اَنْ یَشْفِیُكَ۔

(તિર્મિઝી શરીફ)

આપે સલ. ઈર્શાદ ફરમાવ્યો : કોઈ માણસ કોઈને તકલીફ અને મુસીબતમાં જુએ અને આ દુઆ પઢે તેને અલ્લાહ પાક તે મુસીબતથી સુરક્ષિત રાખે છે, " સઘળા વખાણ અલ્લાહના માટે જ છે જેણે મને આ મુસીબતથી સુરક્ષિત રાખ્યો જેમાં તમને સંડોવી લીધા છે અને પોતાની સૃષ્ટિમાં મને ઘણાં લોકો ઉપર સરસાઈ અર્પણ કરી.

اَلْحَمْدُ لِلّٰہِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاكَ بِہٖ وَفَضَّلَنِیْ عَلٰی كَثِیْرٍ مِمَّنْ خَلَقَ تَفْضِیْلًا۔

(તિર્મિઝી શરીફ)

આપે સલ. ફરમાવ્યું : કોઈને મુસીબતમાં જોઈને ખુશ ના થાઓ, અલ્લાહ તઆલા તેના ઉપર તો રહેમ ફરમાવી દેશે અને તમોને તે મુસીબતમાં પકડી લેશે. (તિર્મિઝી શરીફ)

આપ સલ.એ ફરમાવ્યું : જે કોઈ પોતાના મુસલમાન ભાઈની બીમારીની ખબર લેવા જાય છે જાણે કે તે જન્નત તરફ જાય છે અને જયારે તે બીમારની પાસે બેસે છે ત્યારે અલ્લાહની રહેમત તેને ઢાંકી લે છે, જો તેણે સવારે બીમારની ખબર લીધી તો સાંજ સુધી અને સાંજે ખબર લીધી તો સવાર સુધી સિત્તેર હજાર ફરિશ્તાઓ દુઆ કરે છે અને આસમાન પરથી એક ફરિશ્તો અવાજ મારે છે કે તેં સારૂ કર્યુ, તારૂ ચાલવું મુબારક, તેં પોતાના માટે જન્નતમાં ઘર બનાવી લીધું. (ઈબ્ને માજા)

ફરી બીજા એક બીમારની ખબર લેવા ગયા, જે બીમારીના કારણે ઘણાં પાતળા થઈ ગયા હતા, તેમને આપ સલ.એ પુછયું શું તમે તંદુરસ્તી અને આફિયતની દુઆ માંગી નથી ? તેઓએ અરજ કરી કે મેં દુઆ માંગી હતી કે જે સજા મને આખિરતમાં મળવાની હોય તે સજા મને દુનિયામાં મળી જાય, આપ સલ.એ ફરમાવ્યું : તમારામાં તેને સહન કરવાની શકિત નથી તમારે એવી દુઆ માંગવી જોઈતી હતી કે એ અલ્લાહ ! મને





દુનિયામાં પણ ભલાઈ અતા ફરમાવો અને આખિરતમાં પણ ભલાઈ અતા ફરમાવો અને કબરના અઝાબથી હિફાઝત ફરમાવો.

رَبَّنَا آتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّفِى الآخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ۔

(તિર્મિઝી શરીફ)

આપ સલ.એ ફરમાવ્યું : જો કોઈ માણસ કોઈને કોઈ ગુનાહ કે ગલતીમાં જુએ અને તેને શરમ અપાવે તો અલ્લાહ પાક મરતાં પહેલાં તેમાં તેને સંડોવી લેશે. (તિર્મિઝી શરીફ)

એવી જ રીતે કોઈ મુસલમાન ભાઈની ગલતી ઉપર હંસી ઉડાવશો તો અલ્લાહ પાક તેના ઉપર રહમ કરી આપશે અને તમોને સંડોવી લેશે.

(તિર્મિઝી શરીફ)

વધુમાં એ ફરમાવ્યું કે જો કોઈના સાથે એહસાન–ઉપકારનો વર્તાવ કરે અને તે ઉપકાર કરનાર શુક્રિયહ અદા કરવા માટે એમ કહે કે અલ્લાહ તઆલા તમોને બેહતરીન બદલો અતા ફરમાવે, તેણે વખાણનો હક અદા કરી લીધો. (તિર્મિઝી શરીફ)



હુઝૂર સલ.એ ફરમાવ્યું : શદ્દાદ ! શું હું તમોને સૈય્યિદુલ ઈસ્તિગફાર ના બતાવી દાઉ ? ! જો કોઈ તેને સવાર–સાંજ પઢે અને તેનો ઈન્તિકાલ થઈ જાય તો તેવા માટે જન્નત વાજિબ થઈ જાય છે. સૈય્યિદુલ ઈસ્તિગફાર આ છે :

اَللّٰهُمَّ اَنْتَ رَبِّى، لَا اِلٰهَ اِلَّا اَنْتَ، خَلَقْتَنِىْ وَاَنَا عَبْدُكَ، وَاَنَا عَلٰى عَهْدِكَ وَوَعْدِكَ مَا اسْتَطَعْتُ، اَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا صَنَعْتُ اَبُوْءُ لَكَ بِنِعْمَتِكَ عَلَىَّ وَاَعْتَرِفُ بِذُنُوْبِىْ فَاغْفِرْلِىْ ذُنُوْبِىْ اِنَّهٗ لَايَغْفِرُالذُّنُوْبَ اِلَّا اَنْتَ۔

(તિર્મિઝી શરીફ)

## અસરની નમાઝથી થોડીવાર પહેલાં

હઝરત બિલાલ રદિ.એ અઝાન આપી, આપ સલ. બાવુઝૂ હતા છતાં પણ વુઝૂ કર્યુ દરેક ફર્જ નમાઝ પહેલાં નવેસરથી વુઝૂ કરવાનો આપનો નિત્યક્રમ હતો. (ઈબ્ને માજા)

આપ સલ. ફરમાવતા હતા કે વુઝૂ હોય છતાં કોઈ વુઝૂ કરે તો એને દસ નેકીયો મળે છે. (ઈબ્ને માજા)






સુન્નતો નિત્યક્રમ મુજબ આજે પણ પોતાના ઘરમાં જ અદા કરી અને ફરમાવ્યું : અલ્લાહ પાક તેના ઉપર રહેમ ફરમાવે છે અસર પહેલાં ચાર રકાત સુન્નતો પઢે. *(તિર્મિઝી શરીફ)*

પછી મસ્જીદમાં તશરીફ લાવ્યા, સહાબા રદિ. બહું શાંતમયરીતે નમાઝના ઈન્તીઝારમાં બેઠેલા છે. જયારે અમૂક માણસો દુઆ માંગી રહ્યા છે ત્યારે ફરમાવ્યું કે જયાં સુધી મસ્જીદમાં નમાઝનો ઈન્તીઝાર કરીને વુઝૂની હાલતમાં બેઠેલા રહો છો ત્યારે ફરિશ્તા તમારા માટે દુઆ કરતા રહે છે, કે એ અલ્લાહ ! એની મગફિરત ફરમાવો, એના ઉપર રહેમત ઉતારો. *(તિર્મિઝી શરીફ)*

એવી જ રીતે અઝાન અને ઈકામતના વચ્ચેના સમયમાં દુઆ કબૂલ થાય છે. *(અબૂ દાઉદ)*

હઝરત બિલાલ રદિ.એ ઈકામત પઢી અને આપ સલ.એ સફો સિધી કરવાનું ત્રણ વાર એ'લાન કર્યુ. *(નસાઈ શરીફ)*

એક માણસની છાતી થોડી સફ કરતાં આગળ પડતી હતી તે જોઈને ફરમાવ્યું : જો તમે સફો સીધી નહિં કરો તો અલ્લાહ પાક તમારા વચ્ચે મતભેદ ઉત્પન્ન કરી આપશે. અલ્લાહ તઆલા આગલી સફવાળાઓ ઉપર રેહમત ઉતારે છે અને તેના ફરિશ્તાઓ પણ. *(નસાઈ શરીફ)*

## અસરની નમાઝ પછી

પછી આપ સલ.એ અસરની નમાઝ પઢાવી, પરંતુ ઝહોર અને ફજર જેટલી લાંબી ના હતી. *(ઈબ્ને માજા)*

નમાઝ પછી આપે નિત્યક્રમ મુજબ પોતાના વઝીફા પુરા કર્યા અને મસ્જીદમાં બેસીને અલ્લાહનો ઝિક્ર કરતાં રહ્યા, એવામાં એક માણસને છીંક આવી, તેઓએ પુછયું કે હુઝૂર ! હું શું પઢું ? આપ સલ.એ ફરમાવ્યું : તમે અલ્હમ્દુ લિલ્લાહ પઢો, તેમની પાસે બેઠેલા માણસોએ પુછયું હુઝૂર ! અમે શું પઢીએ ? આપ સલ.એ ફરમાવ્યું તમે યર્હમુકલ્લાહ પઢો, પછી છીંક ખાનાર માણસે પુછયું તેઓનો જવાબ મારે શું આપવો ? આપ સલ.એ ફરમાવ્યું : તમે પઢો યહદીકુમુલ્લાહ, વયુસ્લિહુ બાલકુમ.
*(અબૂ દાઉદ શરીફ)*

આપ સલ.એ ફરમાવ્યું : એક મો'મિનના બીજા મો'મિન ઉપર પાંચ હકો છે, ૧. તેની સલામનો જવાબ આપવો, ૨. તેની છીંકનો જવાબ






યર્હમુકલ્લાહ વડે આપવો, ૩. તેની દઅવત કબૂલ કરવી, ૪. બીમાર હોય તો ખબર લેવી, ૫. અને તેના જનાઝહ સાથે ચાલવું. *(અબૂ દાઉદ શરીફ)*

એવી રીતે જયારે બગાસુ આવે ત્યારે બની શકે ત્યાં સુધી તેને રોકવાનો પ્રયાસ કરો, અને હાહ, હાહ,ના કરો, એવું સાંભળીને શૈતાન હસે છે. *(અબૂ દાઉદ શરીફ)*

એવામાં હઝરત અબૂ મૂસા અશ્અરી રદિ. પોતાના નવ જન્મેલ બાળકને લઈ હાજર થયા, આપે તેનું નામ ઈબ્રાહીમ રાખ્યું ખજૂર પોતાના મોઢામાં ચાવીને તેના મોઢામાં મુકી અને બરકતની દુઆ કરી.

*(મુસ્લિમ શરીફ)*



એક માણસ મસ્જીદમાં દાખલ થયા અને નમાઝ પઢીને દુઆ માંગી :

એ અલ્લાહ ! મારી મગફિરત ફરમાવો ! અને મારા ઉપર રહેમ કરો, આપ સલ.એ આ દુઆ સાંભળીને ફરમાવ્યું, એ નમાઝી ! તમે ઉતાવળ કરી નાંખી, દુઆના આરંભમાં અલ્લાહના વખાણ બયાન કરો, અને મારા ઉપર દુરૂદ પઢો, પછી દુઆ કરો.

બીજા માણસ આવ્યા, તેમણે નમાઝ પછી અલ્લાહના વખાણ કર્યા અને દુરૂદ શરીફ પઢયું ત્યારે આપ સલ.એ ફરમાવ્યું હવે દુઆ કરો, તમારી દુઆ કબૂલ થશે. *(તિર્મિઝી શરીફ)*



હજરત હસન રદિ. દોડતા દોડતા આવ્યા, આપ સલ.એ આગળ વધીને તેમને ખોળામાં લઈ લીધા અને ચુંબન કર્યુ, પાસે હઝરત અકરઅ બિન હાબિસ તમીમી રદિ. બેસેલા હતા તેઓને આ દ્રષ્ય જોઈને આશ્ચર્ય થયું, કહેવા લાગ્યા મારે તો દસ બાળકો છે મેં આજ દિન સુધી કોઈને ચુંબન કર્યુ નથી, આપ સલ.એ ફરમાવ્યું : જે બીજાઓ પર રહમ નથી કરતો તેના ઉપર રહેમ કરવામાં આવતી નથી. *(મુસ્લિમ શરીફ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મકતૂમ રદિ.એ હાજર થઈને સવાલ કર્યો, યા રસૂલલ્લાહ ! હું ઘરડો અને આંધળો છું, મકાન પણ દૂર છે, અને મસ્જીદ સુધી દોરી લાવનાર પણ મારા માટે કોઈ નથી, હું મસ્જીદની જમાઅત છોડીને ઘેર નમાઝ પઢી શકું છું ? આપ સલ.એ પુછયું તમારા મકાન સુધી અઝાનની અવાઝ સંભળાય છે ? જવાબ આપ્યો : જી હા,




ફરમાવ્યું ત્યારે તો તમોને પરવાનગી ના અપાય. પછી આપ સલ.એ ફરમાવ્યું : જે માણસ મસ્જીદમાં જમાઅત અને તકબીરે ઉલા સાથે નમાઝ પઢવાનો ૪૦ દિવસ સુધી પ્રબંધ કરે તેના માટે અલ્લાહ તઆલા જહન્નમથી છુટકારાનું સર્ટીફિકેટ આપે છે. *(ઈબ્ને માજા)*



તેવામાં એક બીજા માણસ હાજર થયા, અને અરજ કરી, યા રસૂલલ્લાહ ! હું સફરે નીકળી રહ્યો છું, આપ સલ.એ તેમના સાથે મુસાફહ કર્યો અને ફરમાવ્યું :

اَسْتَوْدِعُ اللّٰهَ دِيْنَكَ وَاَمَانَتَكَ وَخَوَاتِيْمَ عَمَلِكَ۔

જયારે સવારી ઉપર સવાર થાઓ ત્યારે આ દુઆ પઢજો :

سُبْحَانَ الَّذِىْ سَخَّرَلَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ، وَاِنَّااِلٰى رَبِّنَا لَمُنْقَلِبُوْنَ، اَلْحَمْدُ لِلّٰهِ، اَلْحَمْدُ لِلّٰهِ، اَلْحَمْدُلِلّٰهِ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، اَللّٰهُ اَكْبَرُ، سُبْحَانَكَ اِنِّى ظَلَمْتُ نَفْسِىْ فَاغْفِرْلِىْ وَاِنَّهٗ لَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ۔

અને જયારે સફરથી પાછા ફરો ત્યારે આ દુઆ પઢજો :

آئِبُوْنَ اِنْشَاءَ اللّٰهُ، تَائِبُوْنَ، عَابِدُوْنَ لِرَبِّنَا حَامِدُوْنَ۔

*(તિર્મિઝી શરીફ)*

આપ સલ.એ ફરમાવ્યું : ત્રણ માણસોની દુઆ અલ્લાહ તઆલા કદાપી રદ કરતો નથી, ૧. મઝલૂમની (જેના ઉપર અત્યાચાર કરવામાં આવ્યો હોય) ૨. મુસાફિરની, ૩. વાલિદની પોતાની અવલાદના હકમાં.

*(તિર્મિઝી શરીફ)*

તે માણસે અરજ કરી હુઝૂર ! થોડી વસિય્યત પણ કરો, આપ સલ.એ ફરમાવ્યું, અલ્લાહથી ડરતા રહેજો, અને જયારે ઉંચી જગ્યા તરફ ચઢો ત્યારે અલ્લાહુ અકબર પઢજો. *(તિર્મિઝી શરીફ)*



પછી હુઝૂર સલ. વારા ફરતી પોતાની દરેક ઓરતોના ઘેર તશરીફ લઈ ગયા અને થોડી થોડી વાર બેસી બધાની ખૈરિયત પુછતા ગયા, છેવટે તે ઓરતના ઘેર તશરીફ લઈ ગયા જેમના ત્યાં આજે સુવાની વારી હતી.



# મગરિબની નમાઝ પહેલાં

આપ સલ. નિત્યક્રમ મુજબ પોતાના રૂમમાં બેઠેલા છે, તેવામાં બની આમિર ખાનદાનના એક માણસ આવીને બૂમ પાડે છે કે હું અંદર આવી શકું છું ? આપ સલ. પોતાના ખાદિમને જણાવે છે કે જાઓ, એમને પરવાનગી માંગવાની રીત બતાવો, તેઓને શીખવાડો કે સર્વ પ્રથમ અસ્સલામુ અલયકુમ કહો પછી પરવાનગી તલબ કરો, ખાદિમે જઈને જયારે તેઓને બતાવ્યું ત્યારે તેમણે એમ જ કર્યુ, પછી આપ સલ.એ દાખલ થવાની રજા આપી. *(અબૂ દાઉદ)*

તેવામાં આપ સલ.ના લાડલા અને દત્તક હઝરત ઝૈદ બિન હારિષ રદિ. સફરથી પાછા ફરે છે, સલામ કરીને દરવાજો ખખડાવે છે આપને ખબર પડી કે ઝૈદ છે જેથી દરવાજા સુધી જઈને તેમનું સ્વાગત કર્યુ, ગળેથી લગાવ્યા, ચુંબન કર્યુ, અને મકાનમાં બેસાડયા. *(તિર્મિઝી શરીફ)*

મગરિબની નમાઝનો સમય થવા લાગ્યો, વુઝૂ કર્યુ અને નમાઝની તૈયારી કરી, હઝરત બિલાલે અઝાન પઢી, આપ સલ.ઘેરથી નીકળ્યા, મસ્જીદે તશરીફ લાવ્યા, અઝાનનો જવાબ આપ્યો, અઝાનની દુઆ સાથે સાથે આ દુઆ પણ પઢી :

اَللّٰهُمَّ هٰذَا اِقْبَالُ لَيْلِكَ، وَاِدْبَارُنَهَارِكَ، وَاَصْوَاتُ دُعَاتِكَ، فَاغْفِرْلِىْ

*(અબૂ દાઉદ શરીફ)*

બિલાલની અઝાન સાંભળીને ફરમાવ્યું : કાલે કયામતના દિવસ સૌથી વધારે લાંબી ડોક–ગર્દન અઝાન પઢનાર લોકોની હશે, એવી જ રીતે ફરમાવ્યું કે જયાં સુધી અઝાન પઢનારની અવાઝ પહોંચે છે તે ભાગ કયામતના દિવસે ગવાહી આપશે. *(મુસ્લિમ શરીફ)*

# મગરિબની નમાઝ પછી

મગરિબની નમાઝ પઢાવી, જેમાં સૂરએ મુઝમ્મિલની તિલાવત કરી, મગરિબની નમાઝ પછી તે અવરાદ અને વઝીફા પુરા કર્યા જે સવારે ફજરની નમાઝ પઢવાનો નિત્યક્રમ હતો, એમાં તસ્બીહના સાથે ચોથો કલિમહ પણ દસવાર પઢતા હતા, તેવામાં વિજળીનો અવાઝ સાંભળ્યો જેથી આ દુઆ પણ પઢી :



سُبْحَانَ الَّذِیْ یُسَبِّحُ الرَّعْدُ بِحَمْدِهٖ وَالْمَلٰئِکَةُ مِنْ خِیْفَتِهٖ، اَللّٰهُمَّ لَاتَقْتُلْنَا بِغَضَبِكَ، وَلَا تُهْلِکْنَا بِعَذَابِكَ، وَعَافِنَا قَبْلَ ذٰلِكَ۔

*(તિર્મિઝી શરીફ)*

જયારે આંધી આવે ત્યારે આ દુઆ પઢતા :

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُكَ مِنْ خَیْرِهَا وَخَیْرِمَافِیْهَا وَخَیْرِ مَااُرْسِلَتْ بِهٖ، وَاَعُوْذُبِكَ مِنْ شَرِّهَا وَشَرِّمَافِیْهَا وَشَرِّمَااُرْسِلَتْ بِهٖ۔

*(તિર્મિઝી શરીફ)*

એ પછી ઘેર તશરીફ લઈ ગયા અને સુન્નતો અદા કરી, પહેલી રકાતમાં કુલ યા અય્યુહલ કાફિરૂન અને બીજી રકાતમાં કુલ હુવલ્લાહુ અહદ તિલાવત કરી.

આપ સલ.એ ફરમાવ્યું જે માણસ સાંજે સૂરએ વાકિઅહની તિલાવત કરશે અલ્લાહ તઆલા ભુખમરાથી તેની હિફાઝત કરશે.



આપ સલ.એ ફરમાવ્યું : સુર્ય જયારે આથમે છે ત્યારે શૈતાનો જમીન ઉપર ફેલાય જાય છે. ત્યારે તમે પોતાના બાળકો અને જાનવરોને છુટા ના મુકી દો. *(મુસ્લિમ શરીફ)*



આપ સલ. પોતાના મકાનમાં બિરાજમાન છે, તેવામાં કોઈ કામસર હઝરત અબ્દુલ્લહ ઈબ્ને મકતૂમ રદિ. પરવાનગી લઈને ઘરમાં દાખલ થાય છે, તે સમયે આપ સલ. પાસે આપની પવિત્ર ઓરતોમાંથી હઝરત મૈમુના રદિ. અને હઝરત ઉમ્મે સલમહ રદિ. બેઠેલા હતાં, આપ સલ.એ તેણીઓને ફરમાવ્યું કે અંદર ચાલી જાઓ, આવનારનો પરદો કરો, તેણીઓ જવાબ આપે છે કે તેઓ તો આંધળા છે, આપ સલ.એ ફરમાવ્યું : શું તમે પણ આંધળીઓ છો ? તમે નથી જોતી ? *(તિર્મિઝી શરીફ)*

હઝરત અલી રદિ.ના અણસારથી આપ સલ.ની વહાલી બેટી હઝરત ફાતિમા રદિ. પોતાના અંગત કામ માટે હાજર થયા, આપ સલ. ઉભા થઈને તેમને ચુંબન આપે છે અને પોતાની જગ્યાએ લાવીને બેસાડે છે, તેણી અરજ કરે છે કે અબ્બા જાન ! મને ખબર મળી છે કે આજે ઘણાં ગુલામો આવ્યા છે જેમાંથી મને પણ એક આપવામાં આવે, આખો દિવસ






આટો દળીને, ખાવું પકાવીને અને ઘરનું કામકાજ કરીને થાકી જાઉં છું, આપ સલ.એ ફરમાવ્યું : હું તમોને ગુલામથી સારી વસ્તુ ના બતાઉ ? જયારે તમે સુવાની તૈયારી કરવા લાગો ત્યારે ૩૩–૩૩ વખતે સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ, ૩૪ વખતે અલ્લાહ અકબર પઢી લો.

*(અબૂ દાઉદ)*

## ઈશાંની નમાઝ પહેલાં

અમૂક સહાબા રદિ.એ અરજ કરી : યા રસૂલલ્લાહ ! આપે અનહદ દુઆઓ માંગી છે જે અમોને યાદ રહી નથી, આપ સલ.એ ફરમાવ્યું : શું હું તમને એવી દુઆ ના બતાઉં, જેમાં સઘળી દુઆઓનો સમાવેશ થઈ જાય ! તમે દુઆ માંગો, એ અલ્લાહ ! હું તારાથી તે ભલાઈની માંગણી કરૂં છું જે ભલાઈ તારા નબી હઝરત મુહમ્મદ સલ.એ તારાથી માંગી હતી અને તે બુરાઈથી પનાહ માગું છું જે બુરાઈથી તારા નબી હઝરત મુહમ્મદ સલ.એ પનાહ માંગી, તારા પાસેથી જ મદદ માંગવામાં આવે છે, અને (તારા ફઝલથી) તારા સિરે જ પહોંચાડવાની જવાબદારી છે, સઘળી તાકતો અને પરિબળો તારા પાસેથી જ મળે છે.

اَللّٰهُمَّ اِنِّیۡ اَسۡئَلُكَ مِنۡ خَیۡرِ مَاسَأَلَكَ مِنۡهُ نَبِیُّكَ مُحَمَّدٌ ﷺ وَاَعُوۡذُبِكَ مِنۡ شَرِّ مَاسۡتَعَاذَكَ مِنۡهُ نَبِیُّكَ مُحَمَّدٌ ﷺ، وَاَنۡتَ الۡمُسۡتَعَانَ، وَعَلَیۡكَ الۡبَلَاغُ، وَلَاحَوۡلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ۔

*(તિર્મિઝી શરીફ)*



સામાન્ય પણે આપને તથા આપના ઘરના માણસોને રાત્રીનું ખાણું પ્રાપ્ત થતું નથી, પરંતુ આજે ઘરવાળાને પુછતાં જણાયું કે ખાણું મોજૂદ છે, ત્યારે આપે ખાધુ, પછી ફરમાવ્યું કે રાત્રીનું ખાણું ન ખાવાથી ઘડપણ વહેલું આવે છે. થોડું પણ ખાય લેવું જોઈએ. *(તિર્મિઝી શરીફ)*

ખાધા પછી તુરત અને ખાધા પહેલાં અથવા સંભોગ પછી કે થાક લાગ્યો હોય ત્યારે પાણી પીવાની આદત ન હતી, એ તંદુરસ્તી માટે હાનિકારક છે, એવી રીતે સુઈને ઉઠયા પછી તુરત, ગુસલ કર્યા પછી અથવા ફળ ખાધા પછી આપ પાણી પીતા ન હતા, ખાયને તુરત સુઈ જવાથી આપ સલ. રોકતા હતા. *(ઝાદુલ મઆદ : ૪/૨૨૪)*








પવિત્ર મકાનમાં આપ સલ. બેઠેલા હતા, અચાનક આપને કોઈ વાત યાદ આવી ગઈ, જલ્દી દોડીને મસ્જીદ પહોંચ્યા, શ્વાસ ફુલી ગયો હતો અને દોડવાના કારણે આપના ગુંઠણ પણ નજર પડતા હતા, મગરિબની નમાઝ પછી અમૂક માણસો તો ઘેર ચાલ્યા ગયા હતા જયારે અમૂક માણસો ઈશાંની નમાઝની રાહ જોઈ બેઠા હતા, આપ સલ.એ તેઓને સંબોધીને ફરમાવ્યું : ખુશ ખબરી સાંભળો ! અલ્લાહે આસમાનમાં એક દરવાઝો ખોલ્યો છે, અલ્લાહ પાક ફખ્રના સાથે પોતાના ફરિશ્તાઓને કહી રહ્યો છે "જુઓ મારા આ બંદાઓ તરફ, એક ફર્ઝ અદા કરી ચુકયા અને બીજો ફર્જ અદા કરવાની રાહ જોઈને બેઠેલા છે. *(ઈબ્ને માજા)*

જે માણસ મગરિબની નમાઝ પછી ૬ રકાત પઢે અને દરમિયાનમાં કોઈ ગુનાહિત કાર્ય ન કરે, તો અલ્લાહ પાક તેને બાર વરસની ઈબાદતનો સવાબ આપશે. *(ઈબ્ને માજા)*



હજરત બિલાલ રદિ.એ ઈશાંની અઝાન પઢી, આપ સલ.એ વુઝૂ કર્યુ અને પવિત્ર મકાનમાં જ સુન્નતો અદા કરી, મસ્જીદમાં તશરીફ લાવ્યા, જોયું કે લોકો અંધારામાં પણ દૂર દૂરથી મસ્જીદ તરફ આવી રહ્યા છે, આપ સલ.એ ફરમાવ્યું : જે લોકો રાતના અંધારામાં મસ્જીદે પગપાળા ચાલીને આવે છે તેઓને કયામતના દિવસે એક સંપૂર્ણ નૂર–પ્રકાશ અર્પણ કરવામાં આવશે. *(ઈબ્ને માજા)*

જો લોકોને ઈશાં અને ફજરની નમાઝોની જમાઅતનો સવાબ ખબર પડી જાય તો સુરીન પર ઘસેટાઈને પણ આવે, મુનાફિકો માટે આ બન્ને નમાઝો ભારે છે. *(ઈબ્ને માજા)*

ઈશાંની નમાઝની ઈકામત પઢવામાં આવી, આપ સલ.એ નમાઝ પઢાવી, પહેલી રકાતમાં વશ્શમ્સી વ ઝુહાહા અને બીજી રકાતમાં વત્તીનિ વઝ ઝયતૂનની સૂરતો તિલાવત કરી. *(તિર્મિઝી શરીફ)*



## ઈશાંની નમાઝ પછી

સલામ ફેરવીને થોડીવાર મુસલ્લા ઉપર બેસીને પોતાના વઝીફા પુરા કર્યા, અને જે પવિત્ર પત્નિ પાસે રાત પસાર કરવાની વારી હતી તેણીના






મુબારક મકાન તરફ જવા લાગ્યા, ઈશાં પછી વાતો કરવાનું આપને પસંદ ન હતું. *(તિર્મિઝી શરીફ)*

રાતના છેલ્લા ભાગમાં આપ સલ.નો તહજ્જુદ પઢવાનો નિત્યક્રમ હતો એટલે ઈશાં પછી તુરત આરામ ફરમાવતા, પવિત્ર મકાનમાં આવીને સુન્નતો અદા કરી, તહજ્જુદ પછી વિતર પઢવાનો નિત્યક્રમ હતો એટલે માત્ર બે રકાત પઢયા.



## સુવાની તૈયારી

મકાનમાં પવિત્ર પત્નિને હુકમ આપ્યો કે દરવાજો બંધ કરો, ચિરાગ અને આગ બુજાવી આપો, વાસણો ઢાંકી આપો અને પાણીની થેલીનું મોઢું બાંધી દો. *(તિર્મિઝી શરીફ)*

વરસમાં કોઈ પણ રાત્રે એક બીમારી પૃથ્વી ઉપર ઉતરે છે અને જે વાસણ ખુલ્લુ હોય છે તેમાં તે બીમારી ઉતરે છે. *(મુસ્લિમ શરીફ)*

સૂરએ સજદહ પઢયા વિના સુવાની આદત જ ના હતી. *(તિર્મિઝી શરીફ)*

એવી જ રીતે સૂરએ મુલ્કની પણ તિલાવત કરી; કારણ કે તે કબરના અઝાબથી બચાવે છે. *(તિર્મિઝી શરીફ)*

પછી પોતાની સુર્માદાનીમાંથી ૩–૩ સલ્લી સુર્મો લગાવ્યો, બિસ્તર પર તશરીફ લાવ્યા, બિસ્તરો ખંખેર્યો અને ફરમાવ્યું કે શું ખબર એમાં શું છે! ૩૩–૩૩ વખતે સુબ્હાનલ્લાહ, અલ્હમ્દુલિલ્લાહ અને ૩૪ વખત અલ્લાહુ અકબર પઢયા, પછી ત્રણ કુલ એટલે કુલ હુવલ્લાહુ અહદ, કુલ અઉઝુબિ રબ્બિલ ફલક, કુલ અઉઝુ બિરબ્બિન્નાસ પઢીને બન્ને હાથોને મેળવી તેના ઉપર દમ કર્યો અને આખા શરીર પર ફેરવ્યા, પ્રથમ માથા ઉપર પછી પવિત્ર ચેહરા ઉપર પછી આખા શરીર ઉપર હાથ ફેરવ્યા, આ અમલ ત્રણ વખતે કર્યો. *(તિર્મિઝી શરીફ)*

સૂરએ બકરહની છેલ્લી આયતો આમનર્રસૂલુથી છેવટ સુધી તિલાવત ફરમાવી જેથી એ રીતે અલ્લાહ પાક આફતોથી સુરક્ષિત રાખે. *(તિર્મિઝી શરીફ)*

પછી આ દુઆ પઢી :

بِاسْمِكَ رَبِّىْ وَضَعْتُ جَنْبِىْ وَبِكَ اَرْفَعُهُ اِنْ اَمْسَكْتَ نَفْسِىْ



فَارْحَمْهَا وَاِنْ اَرْسَلْتَهَا فَاحْفَظْهَا بِمَا تَحْفَظُ بِهٖ عِبَادَكَ الصَّالِحِيْنَ۔

પછી પોતાનો મુબારક જમણો હાથ મુબારક જમણા ગાલ નીચે મુકીને કિબ્લા તરફ મોઢુ કરીને સુઈ ગયા, અને આ દુઆઓ પઢયા,

એક વખતે અલ્લાહુમ બિસ્મિક અમૂતુ વ અહયા, અને ત્રણ વખતે અલ્લાહુમ્મ કિની અઝાબક યવ્મ તુબ્અષુ ઈબાદક, અને એક વખતે નીચેની દુઆ પઢયા :

اَللّٰهُمَّ اِنِّی اَسْلَمْتُ نَفْسِیْ اِلَیْكَ وَفَوَّضْتُ اَمْرِیْ اِلَیْكَ، وَاَلْجَأْتُ ظَهْرِیْ اِلَیْكَ، رَهْبَةً وَرَغْبَةً اِلَیْكَ، لَامَلْجَأَ وَلَامَنْجَأَ مِنْكَ اِلَّا اِلَیْكَ آمَنْتُ بِكِتَابِكَ الَّذِیْ اَنْزَلْتَ وَبِنَبِیِّكَ الَّذِیْ اَرْسَلْتَ۔

આપ સલ.એ ફરમાવ્યું કે આ દુઆ પઢયા પછી જો કોઈનું મૃત્યુ આ રાતમાં થશે તો ઈસ્લામની હાલતમાં તેનું મૃત્યુ થશે. *(મુસ્લિમ શરીફ)*

એવી રીતે ફરમાવ્યું કે જે સુતી વખતે કુલ્યા અય્યુહલ કાફિરૂન પઢશે તો એના માટે શિર્કથી બેઝારી છે. *(તિર્મિઝી શરીફ)*

# જુમ્આનો દિવસ

**જુમ્આની રાત :-**

(નવજુવાન સહાબી હજરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિ.ની કારગુઝારી છે કે) આજે મેં નિશ્ચય કરી લીધો છે કે મારા વાલિદથી પણ વધારે વહાલા નબી સલ.ની રાતની ઈબાદતો હું પોતે મારી આંખોએ નિહાળીશ, જેથી આપ સલ.ની પવિત્ર પત્નિ અને મારી સગી માસી ઉમ્મુલ મો'મિનીન હઝરત મૈમૂના રદિ.ના મુબારક મકાને રાત્રી રોકાણ કર્યુ, આપ સલ. પોતાના બિસ્તર પર સુઈ ગયા જયારે આપના બિસ્તર પર માથું મુકી સુઈ ગયો, અળધી રાત્રે આપ સલ. પોતાના મુબારક ચેહરા ઉપર હાથ ફેરવતા ઉઠયા, સૂરએ આલિ ઈમ્રાનની છેવટની આયતો તિલાવત ફરમાવી, ઈન્ન ફિ ખલ્કિસ્સમાવાતિથી છેવટ સુધી પઢયા, સારી રીતે વુઝૂ કર્યુ, પછી નમાઝની નિય્યત બાંધી, હું પણ નિય્યત બાંધીને આપ સલ.ની ડાબી તરફ ઉભો થઈ ગયો, ત્યારે આપ સલ.એ મારા માથા પર હાથ મુકી મારો કાન પકડી મને જમણી તરફ ઉભો કર્યો, આપ સલ. એ બે



બે રકાતો પઢીને કુલ બાર રકાતો પઢયા, પછી વિતર પઢયા અને સુઈ ગયા, ફજરની અઝાનની ખબર દેનાર આવ્યા ત્યાં સુધી સુતા રહ્યા, પછી ફજરની બે રકાત સુન્નતો પઢયા અને નમાઝ પઢવા ચાલ્યા ગયા.

*(બુખારી શરીફ)*

## ફજરની નમાઝ

આજે જુમ્આ એટલે દિવસોનો સરદાર અને અઠવાડીયાનો સર્વશ્રેષ્ઠ દિવસ છે, અમૂક રિવાયતોની રૂએ ઈદુલફિત્ર અને ઈદુલ અઝહા કરતાં ફઝીલતવાળો દિવસ છે, આજે જ અલ્લાહ પાકે હઝરત આદમ અલૈ.ને પૈદા ફરમાવ્યા હતા, અને આજે જ તેઓને પૃથ્વી ઉપર ઉતાર્યા હતા, અને આજે જ તેમની તૌબા કબૂલ થઈ હતી અને આજે તેઓની વફાત થઈ હતી, આજના દિવસમાં એક એવી ઘડી છે જેમાં હરામ સિવાયતની કોઈ પણ દુઆ માંગવામાં આવે તે કબૂલ થાય છે, આજના દિવસે જ કયામત આવશે એટલા માટે માનવીઓ, જિન્નાતો સિવાય દરેક મખ્લૂક જેમકે ફરિશ્તાઓ, આકાશ, પૃથ્વી, હવા, પાણી, પહાડો, સમુદ્રો સર્વે આજના દિવસથી ભયભિત રહે છે. (ઈબ્ને માજા)

યહૂદીઓને શનિવાર મળ્યો, ઈસાઈઓને રવિવાર, જયારે આપણા માટે અલ્લાહે જુમ્આનો દિવસ પસંદ કર્યો. *(બુખારી શરીફ)*

આપ સલ.એ આજે (જુમ્આના દિવસે) ફજરની પહેલી રકાતમાં અલિફ લામ મીમ સજદહ અને બીજી રકાતમાં સૂરએ દહર, એટલે હલ અતા અલલ ઈન્સાનની સૂરતોની તિલાવત ફરમાવી. *(બુખારી શરીફ)*

કારણ કે આજના દિવસે કયામત આવશે અને આ બન્ને સૂરતોમાં કયામત અને આખિરતનું વર્ણન કરવામાં આવ્યું છે અને કયામતના દિવસે થનાર ભયાનક બનાવોનું પણ વર્ણન થયેલ છે, જેથી મુસલમાનોને યાદ રહે.

## ફજરની નમાઝ પછી

ફજરની નમાઝ પછી નિત્યક્રમ મુજબ આજે પણ મજલિસ થઈ, આપ સલ.એ પુછયું : શું આજે કોઈએ સ્વપ્નું જોયું છે ? આપ સલ. એ ફરમાવ્યું સ્વપ્નું નબુવ્વતના સિત્તેર ભાગોમાંથી એક ભાગ છે.

*(મુસ્લિમ શરીફ)*






જો કોઈ સારૂ સ્વપ્ન જુએ ત્યારે અલ્લાહનો શુક્રિયહ અદા કરે, અને અન્ય સામે તેનું વર્ણન કરે, એ અલ્લાહ તરફથી છે, જો ખરાબ સ્વપ્ન જુએ તો તે શૈતાન તરફથી છે એની બુરાઈથી અલ્લાહનું રક્ષણ માંગે, જેનાથી નુકસાન નહિં થાય. *(તિર્મિઝી શરીફ)*

અમૂક માણસોએ પોતાના સ્વપ્નો વર્ણન કર્યા એ ઈસ્લામ પુર્વેના યુગનું વર્ણન કર્યુ, અને તે સમયની અમૂક શાયરીઓનું વર્ણન થયું, અરસ પરસ મહોબ્બત પ્રેમ ભાવનાનું વર્ણન થયું, અમૂક બાબતોમાં આપે ભાગ લીધો જયારે અમૂક બાબતે આપ સલ. હસી પડયા.

પછી આપ સલ.એ ફરમાવ્યું : અરબી ભાષાની સર્વોત્તમ શાયરી લુબૈદની છે, અલા ! કુલ્લુ શયઈન માખલકલ્લાહુ બાતિલુન. અર્થાત અલ્લાહના સિવાર દરેક વસ્તુ નાબૂદ થનાર છે.

ફરમાવ્યું : આજનો દિવસ શ્રેષ્ઠ છે, તમો આજના દિવસે મારા ઉપર વધુ પ્રમાણમાં દુરૂદ પઢો, તમારૂ દુરૂદ મારા સુધી પહોંચાડવામાં આવે છે.

સહાબાએ અરજ કર્યુ : આપનું પવિત્ર શરીર કબરમાં માટીમાં સળી ગયું હશે પછી આપને કેવી રીતે પહોંચાડવામાં આવશે ? ફરમાવ્યું : અલ્લાહે નબીયોના શરીરને કબરો માટે હરામ કરી આપેલ છે. *(નસાઈ)*

તમે જુમ્આના દિવસે જરૂરથી ગુસલ કરી લો, જો કોઈ માણસ જુમ્આના દિવસે ગુસલ કરીને જલ્દી પહોંચી જાય છે, અને ઈમામ પાસે બેસી જાય છે અને કોઈ વ્યર્થ વાત કરતો નથી તેને અલ્લાહ તઆલા દરેક કદમના બદલે એક વરસના રોઝા રાખવાનો અને એક વરસની નમાઝોનો સવાબ અર્પણ કરે છે. *(નસાઈ શરીફ)*

એવી જ રીતે જ માણસ જેટલો જલ્દી નમાઝના માટે હાજર થાય છે તેટલો સવાબ તેને વધારે મળે છે અને ફરિશ્તાઓ મસ્જીદના દરવાજા પાસે ઉભા કરી સવાબ લખે છે, સર્વપ્રથમ આવનારને ઊંટ ઝબહ કરવા જેટલો સવાબ મળે છે બીજા નંબરે આવનારને ઘેટો ઝબહ કરવાનો, તે પછી આવનારને મરઘી ઝબહ કરવાનો સવાબ મળે છે અને છેવટે આવનારને ઈંડુ સદકો કરવાનો સવાબ મળે છે જયારે મસ્જીદના ઈમામ પહોંચી જાય છે ત્યારે ફરિશ્તાઓ પણ ખુત્બો સાંભળવા માટે હાજર થઈ જાય છે.

*(તિર્મિઝી શરીફ)*





જે માણસ જુમ્આની નમાઝ માટે જેટલો જલ્દી જાય છે કયામતના દિવસે તેટલો જ અલ્લાહના નજીક હશે.

એવી જ રીતે જે માણસ જુમ્આના દિવસે ગુસલ કરે, અત્તર લગાવે, અને સારા કપડાં પહેરે, પછી નમાઝના માટે શાંતિના સાથે જાય, સુન્નતો પઢે અને કોઈને તકલીફ ના આપે, પછી ચુપ રહીને ખુત્બો સાંભળે અને નમાઝ પઢે, તો તેના આગલા જુમ્આ સુધીના તેના ગુનાહો માફ થઈ જાય છે. *(મસ્નદે અહમદ)*

અને જે માણસ જુમ્આના દિવસે સૂરએ કહફની તિલાવત કરે અલ્લાહ તઆલા તેના માટે આગલી જુમ્આ સુધી એક નૂર રોશન કરી આપે છે. *(મુસ્તદરક નિસાપૂરી)*

અને આવતી જુમ્આ સુધી થનાર ગુનાહોને માફ કરી આપે છે.

*(ઝાદુલ મઆદ)*



આપ સલ.એ ફરમાવ્યું : મેં મેઅરાજના સફર વખતે અમૂક માણસોને જોયા કે તેઓ પોતાના નખો વડે પોતાના જ ચેહરાને ઝખ્મી કરી રહ્યા છે, મે  જિબ્રઈલને પુછયું, આ કોણ છે ? તેમણે જવાબ અપ્યો કે તઓ બીજાની ગીબત કરતા હતા અને તેમની ઈઝઝત લેવા માટે પાછળ પડતા હતા.

*(અબૂ દાઉદ)*



થોડીવાર પછી આ મજલિસ પુરી થઈ, સુર્ય ઉંચાઈ પર ચઢી ગયો હતો આપે ચાશતની નમાઝ અદા કરી, અને ઘેર તશરીફ લઈ ગયા.



હું (હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિ.) મારા માસી હઝરત મૈમુના રદિ.ના ઘેર હુઝૂર સલ.ના સાથે પાછો ગયો, મારા સાથે હઝરત ખાલિદ બિન વલીદ રદિ. પણ હતા, માસીજાને દૂધનો પ્યાલો રજૂ કર્યો, હું આપની જમણી તરફ અને હઝરત ખાલિદ આપની ડાબી તરફ હતા, આપે દૂધ પીને મને ફરમાવ્યું હવે તો તમારો હક છે, તમે ઈચ્છો તો પહેલાં ખાદિલને આપી શકો છો, મેં કહ્યુ આપનું પીધેલુ હુ કોઈને આપીશ નહીં, આપ સલ.એ ફરમાવ્યું જયારે તમોને કોઈ ખવડાવે ત્યારે આ દુઆ પઢજો

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَاَطْعِمْنَا خَيْرًا مِّنْهُ۔



અને જયારે દૂધ પીઓ ત્યારે આ દુઆ પઢજો :

اَللّٰھُمَّ بَارِكْ لَنَافِیْهِ وَزِدْنَا مِنْهُ۔



એક સહાબી જે પાબંદીના સાથે પોતાના છોકરાને લઈ હુઝૂર સલ.ની મજલિસમાં હાજર થતા હતા, આજે તેઓ દેખાયા નહીં, જેથી સહાબા રદિ.ને પુછયું તેઓ કયાં છે ? સહાબાએ કહ્યું હુઝૂર ! એમના છોકરાની વફાત થઈ ગઈ જેના કારણે તેઓ હાજર થઈ શકયા નથી, આપે ચાશ્ત પછી થોડી વારે તેમના ઘરે જઈ તેઓની તઅઝિયત ફરમાવી અને ફરમાવ્યું, એ ભાઈ ! તમોને શું વધારે પસંદ છે ? અલ્લાહ એની ઉમર લાંબી કરત અને તમોને ખુશી થાત અથવા તમોને એ પસંદ છે કે કાલે કયામતના દિવસે તમારાથી પહેલાં જન્નતમાં પહોંચીને જન્નતનો દરવાજો તમારા માટે ખોલીને તમારૂ સ્વાગત કરશે ! તેમણે જવાબ આપ્યો કે મને એ પસંદ છે કે મારાથી પહેલાં તે જન્નતમાં જઈને મારૂ સ્વાગત કરે; આપ સલ.એ ફરમાવ્યું : એ જ તમારા માટે સારૂ છે. *(નસાઈ શરીફ)*

## જુમ્આની નમાઝ પહેલાં મસ્જીદે નબવીનો માહોલ

જુમ્આની નમાઝને હજુ ઘણીવાર છે, ઝવાલના સમયને હજુ બહું કલાકો બાકી છે, પરંતુ આજે મસ્જીદે નબવી અન્ય દિવસો કરતાં ખુબ ભરાય ગઈ છે. માત્ર મદીનહ શહેરના નહિં, આજુ બાજુ જેમકે અવાલી, કુબા વિગેરેના લોકો પણ આવી રહ્યા છે, કોઈ નમાઝ પઢે છે તો કોઈ તિલાવત કરે છે, અમૂક ઝિક્ર કરી રહ્યા છે તો અમુક મુરાકબહમાં બેઠેલા છે, સારાંશ કે એક દીની અને નૂરાની માહોલ છે. બજારમાં અવર–જવર ઘણી જ ઓછી છે, અમૂક વેપારીઓ તો આજે સામાન વેચવા માટે બજારે જ ગયા નથી અને જે લોકો બજાર ગયા હતા તે બહું જલ્દી પાછા આવી ગયા, ગલીયો અને ફળિયામાં આજે બાળકોની ભીળ પણ નથી, તેઓ પણ પોતાના માં–બાપના સાથે મસ્જીદે હાજર થઈ પોતાના નાનકડા હોટને હલાવીને, પોતાની પ્યારી જબાન વડે અલ્લાહનું ઝિક્ર કરી રહ્યા છે, સૌના કપડાં સાફ–સ્વચ્છ બલકે વધુ પડતા લોકોના કપડાં સફેદ છે, અને સુગંધથી માહોલ સુગંધિત થઈ ચુકયો છે.



# જુમ્આની અઝાન અને ખુત્બો

ઝવાલ પછી ઘરમાં જ ચાર રકાત સુન્નત અદા કરીને હુઝૂર સલ. મસ્જીદે નબવીમાં તશરીફ લાવે છે, સફેદ કુર્તો, લુંગી અને કાળી પાઘડી, જેનો એક વેંત જેટલો છેડો ખભા મુબારકના વચ્ચે લટકી રહેલ છે. ચંદ્રના જેમ ગોળાકાર અને પ્રકાશિત મુબારક ચહેરો, ખૂબ સૂરતીના સાથે એક અનોખુ દ્રષ્ય ઉત્પન્ન કરે છે, કિબ્લાની દિવાલ પાસે વચ્ચે રાખેલ લાકડાના મિમ્બર ઉપર બિરાજમાન થાય છે, અને નમાઝીઓ તરફ ચેહરો કરી સલામ કરે છે અને મિમ્બર પર બેસી જાય છે, બિલાલ ઉભા થાય છે અને અઝાન પઢે છે, એ જ જુમ્આની પહેલી અઝાન અને બીજી અઝાન છે, મિમ્બર પર બેસીને આપ અઝાનનો જવાબ પણ આપે છે અઝાન પછી ઉભા થઈને ખુત્બો આપે છે અને અલ્લાહના વખાણ અને પ્રશંસા કરે છે :

اَلْحَمْدُ لِلّٰهِ نَسْتَعِيْنُهٗ، وَنَسْتَغْفِرُهٗ وَنَعُوْذُبِاللّٰهِ مِنْ شُرُوْرِاَنْفُسِنَا، مَنْ يَّهْدِهِ اللّٰهُ فَلَامُضِلَّ لَهٗ وَمَنْ يُّضْلِلْهُ فَلَاهَادِىَ لَهٗ وَاَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّااللّٰهُ وَاَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ، اَرْسَلَهٗ بِالْحَقِّ بَشِيْرًا وَّنَذِيْرًا بَيْنَ يَدِى السَّاعَةُ، مَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ رَشَدْ، وَمَنْ يَّعْصِيْهِمَالَايَضُرُّ اِلَّا نَفْسَهٗ وَلَا يَضُرُّ اللّٰهَ شَيْئًا۔

ખુત્બાના વચ્ચે હઝરત હસન રદિ.અને હઝરત હુસૈન રદિ. દોડતા દોડતા આવી પડે છે, લાલ કપડાં પહેરેલા છે, અને ચાલતાં ચાલતાં વારંવાર પડી જાય છે, આપ સલ.મિમ્બર પરથી નીચે ઉતરે છે, તેઓને ઉઠાવીને પાછા મિમ્બર પર ચઢી જાય છે, અને લોકોને સંબોધીને ફરમાવે છે, એ લોકો ! અલ્લાહે સત્ય ફરમાવ્યું : "તમારો માલ અને તમારી અવલાદ આઝમાઈશની વસ્તુઓ છે.

اِنَّمَا اَمْوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ۔

મેં એ બન્નેને જોયા તો હું કાબૂમાં રહી શકયો નહીં. *(અબૂ દાઉદ)*

પોતાના ખુત્બામાં ફરમાવ્યું કે મારા અને કયામતમાં આટલું અંતર છે પછી પોતાના કલિમાની આંગણી અને વચ્ચેની આંગણી મેળવીને બતાવ્યું, પછી ફરમાવ્યું સર્વશ્રેષ્ઠ કલામ અલ્લાહની કિતાબ છે અને સર્વશ્રેષ્ઠ માર્ગ હઝરત મુહમ્મદ સલ.નો માર્ગ છે અને અતિશય ખરાબ વાત બિદઅત છે



અને દરેક બિદઅત ગુમરાહીનો માર્ગ છે, હું દરેક મો'મિનને તેની જાતથી વધારે વહાલો છું જો મરતી વખતે તે કોઈ માલ છોડે તો તે તેના વારસદારો માટે છે અને જો તેના સિરે કરજ હોય તો તેની જવાબદારી મારા સિરે છે.
*(નસાઈ શરીફ)*

પછી સૂરએ કાફ એટલે કાફ વલ કુર્આનિલ મજીદની આયતોની તિલાવત કરી, પછી મિમ્બર પર જ બેસી રહ્યા, અને થોડીવાર પછી ઉભા થઈને બીજો ખુત્બો પઢયા, તેમાં પણ આપે સંક્ષિપ્ત રીતે નસીહતો ફરમાવી, ચાલુ ખુત્બામાં હઝરત સુલૈક ગિત્ફાની મસ્જીદમાં આવ્યા અને બેસી ગયા, આપે સલ. પુછયું કે નમાઝ પઢયા ? તેઓએ જવાબ આપ્યો : નહિં, આપ સલ.એ ફરમાવ્યું બે રકાત પઢીને બેસી જાવ. *(મુસ્લિમ શરીફ)*

એવી રીતે એક માણસ લોકોની ગરદનો ઉપરથી પસાર થઈ આગળ વધતા ગયા, આપ સલ.એ ફરમાવ્યું તમે બેસી જાવ, તમે લોકોને તકલીફ આપી રહ્યા છો. *(અબૂ દાઉદ)*



ખુત્બો પરો કરીને આપ સલ. નીચે ઉતર્યા અને પોતાના મુસલ્લા પર જઈ બે રકાત નમાઝ પઢાવી, પહેલી રકાતમાં સબ્બિહિસ્મ રબ્બિકલ અ'લા અને બીજી રકાતમાં હલ અતાક હદીષુલ ગાશિયહ તિલાવત ફરમાવી. *(મુસ્લિમ શરીફ)*

નમાઝ પછી નિત્યક્રમ કરતા વધારે લાંબી સુન્નતો પઢયા, *(નસાઈ)*

આપ સલ.એ ફરમાવ્યું જુમ્આ પછી ચાર રકાત સુન્નતો પઢવી જોઈએ, *(નસાઈ શરીફ)*

આજે નિત્યક્રમથી વિરૂધ્ધ જુમ્આની નમાઝ પછી કયલૂલા– આરામ કર્યો. *(બુખારી શરીફ)*

## જુમ્આની નમાઝ પછી

આજે અતિશય ભુખના કારણે પરિસ્થિતિ ખરાબ હતી એટલે જુમ્આની નમાઝ પછી આરામ કરવા માટે મસ્જીદમાં જઈ સુઈ ગયા, પરંતુ ઉંઘ આવી નહિં, વારંવાર કરવટ બદલતા રહ્યા, છેવટે હઝરત અબૂ તલ્હા અન્સારી રદિ.ની નજર આપ પર પડી, તેઓ હાલત જોઈ પોતાના ઘેર તશરીફ લઈ ગયા, પોતાની પત્નિ હઝરત ઉમ્મે સલમહ રદિ.ને પુછયું



કે ઘરમાં ખાવા માટે કંઈ છે ? તેઓએ જયારે હા માં જવાબ આપ્યો ત્યારે આપ સલ.ને પોતાના ઘેર બોલાવી લાવ્યા, આપ સલ. અસ્હાબે સુફ્ફહ સાથે તશરીફ લાવ્યા, હઝરત ઉમ્મે સલમહ રદિ.ને હુકમ કર્યો કે ખાવાનું હાજર કરો, પછી આપ સલ.એ બરકત માટે દુઆ કરી, દસ દસ માણસોને બોલાવીને ખવડાવ્યા, સંપૂર્ણ સિત્તેર માણસોએ ખાદ્યું છેવટે આપ સલ.એ ખાદ્યુ અને આ દુઆ પઢયા :

اَفۡطَرَ عِنۡدَكُمُ الصَّائِمُوۡنَ، وَاَكَلَ طَعَامَكُمُ الۡاَبۡرَارُ، وَصَلَّتۡ عَلَيۡكُمُ الۡمَلٰئِكَةُ، اَللّٰهُمَّ اَطۡعِمۡ مَنۡ اَطۡعَمَنِىۡ وَاسۡقِ مَنۡ سَقَانِىۡ ۔



## અસરની નમાઝ પછી

આજે નિત્યક્રમના વિરૂધ્ધ સલામ પછી તુરત જ જલ્દી જલ્દી પોતાના ઘેર તશરીફ લઈ ગયા, લોકોને આશ્ચર્ય થયું, એવામાં આપ સલ. પાછા પધાર્યા, અને તેનું કારણ પોતે બયાન કર્યુ નમાઝમાં મને યાદ આવ્યું કે મકાનમાં થોડું સોનુ રહી ગયું હતું, એમ ના થાય કે રાત પડી જાય અને તે સોનું ઘરમાં જ પડેલુ રહી જાય એટલે તેનો સદકો કરવાનો હુકમ આપી આવ્યો. *(બુખારી શરીફ)*



## મગરિબની નમાઝ પછી

આજે મગરિબની નમાઝ પછી એક માણસ આવ્યા, અને અરજ કરી: હુઝૂર ! ભુખ્યો છું, આપે પોતાની પવિત્ર પત્નિઓ પૈકી દરેકને હુકમ કર્યો કે તેઓની મેઝબાની કરવામાં આવે, દરેકના ત્યાંથી એક જ જવાબ આવ્યો કે અમારા પાસે પાણી સિવાય બીજુ કાંઈ નથી, છેવટે આપ સલ.એ મસ્જીદમાં એ'લાન કર્યુ : આ માણસની મેઝબાની કોણ કરશે ? એક અન્સારી સહાબી ઉભા થયા અને કહ્યું : હુઝૂર ! હું મેઝબાની કરીશ, પછી તેઓ મેહમાનને પોતાની સાથે લઈ ગયા, અને પત્નિને પુછયું : ઘરમાં કંઈ છે ? જવાબ મળ્યો, બાળકો ખાઈ શકે એટલું છે, પતિએ કહ્યું જયારે મેહમાન ઘરમાં આવે ત્યારે દીવો બુઝાવી આપજો, હું પણ મેહમાન સાથે ખાય રહ્યો છું એવી અદા કરીશ, (કારણ કે એક માણસ ખાય રહે એટલો જ ખોરાક હતો અને મેહમાનને પેટ ભરી ખવડાવવાનો હેતુ હતો) તેમના





કહ્યા પ્રમાણે જ કરવામાં આવ્યું, વહેલી સવારે જયારે હુઝૂર સલ.ની સેવામાં હાજર થયા ત્યારે આપ સલ.એ એમને જોઈને ફરમાવ્યું : અલ્લાહ તઆલાને તમારો એ અમલ બહું પસંદ પડયો અને આ આયત ઉતરી : ''તેઓ ફક્ર ફાકાની હાલતમાં પણ બીજાઓને પ્રાધાન્ય આપે છે.

وَيُؤْثِرُوْنَ عَلٰى اَنْفُسِهِمْ وَلَوْ كَانَ بِهِمْ خَصَاصَةٌ۔

*(મુસ્લિમ શરીફ)*

# ઈદનો દિવસ

**ઈદની રાત :-**

આજે ઈદુલ ફિત્રની રાત છે, આપ સલ.એ પોતે ઈદનો ચાંદ જોયો, અને આ દુઆ પઢયા :

اَللّٰهُمَّ اَهِلَّهُ عَلَيْنَا بِالْيُمْنِ وَالْاِيْمَانِ، وَالسَّلَامَةِ وَالْاِسْلَامِ، رَبِّى وَرَبُّكَ اللّٰهُ۔

*(તિર્મિઝી શરીફ)*

એ'તિકાફ પુરો કરી મગરિબની નમાઝ પછી આપ સલ. પોતાના મુબારક મકાને તશરીફ લઈ ગયા, અને સર્વે પવિત્ર પત્નિઓની મુલાકાત લઈ પોતાના રહેઠાણે પાછા ફરી ઈશાંની નમાઝ પઢયા અને સદકએ ફિત્ર અદા કર્યો, શહેરના બાળકોમાં એક અજીબ ખુશીની હાલત હતી,પરંતુ જુવાનો અને ઘરડા માણસોના ચેહરા પર રમઝાન પસાર થઈ જવાની ઉદાસિનતા વધુ હતી, રમઝાન પસાર થઈ જવા છતાં અને ઈદનું એ'લાન થવા છતાં વધુ પડતા લોકો મસ્જીદમાં રાતના મોડે સુધી રોકાય રહ્યા, અને દરરોજ કરતાં વધારે અલ્લાહની યાદમાં પ્રવૃત હતા.



# ફજરની નમાઝ પછી

ફજરની નમાઝ પછી આજે મજલિસ બહું જલ્દી પુરી થઈ, આપ સલ. ઘેર તશરીફ લઈ ગયા, તહજ્જુદના સમયે જ ઈદનું ગુસલ કરી લીધુ હતું. *(ઈબ્ને માજા)*

નવા કપડાં પણ પહેરી લીધા હતા, અને દુઆ પઢી લીધી હતી.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ هٰذَا، وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّىْ وَلَا قُوَّةٍ۔

(અલઅજકાર–નવવી)





ઈદુલ અઝહાના અમલ કરતાં વિરૂધ્ધ એકી સંખ્યામાં ખજૂરો ઈદની નમાઝ પહેલાં જ ખાઈ લીધી. *(બુખારી શરીફ)*

અને સુર્યોદય થયા પછી સહાબા રદિ.ની જમાઅત સાથે પગપાળા ઈદગાહ તરફ ચાલી નીકળ્યા.

## ઈદનું ઈમાન વર્ધક દ્રષ્ય

મસ્જીદે નબવીથી થોડે દૂર એક ખુલ્લુ મેદાન છે, જયાં એક નેઝહ જમીનમાં ઉભો કરવામાં આવ્યો છે તેના સામે લોકો સફમાં બેઠેલા છે, આ જ ઈદગાહ છે જયાં સ્ત્રીઓ છે અને બાળકો પણ, પુખ્તવયના માણસો અને જુવાનો પણ, અપાહજ અને અંધજનો તથા તંદુરસ્ત અને તાકતવર માણસો પણ છે અને બધા લોકો નબીયોના સરદારના આગમનની રાહ જોઈ રહ્યા છે.



## નબુવ્વતના સુર્યની ઈદગાહમાં પધરામણી

લીલા રંગના કપડાં પહેરી, કાળી પાઘડી સર મુબારક પર મુકી, ચંદ્રથી વધુ ખૂબ સૂરતી સાથે રહમતુલલિલ આલમીન સલ. ઈદગાહમાં તશરીફ લાવ્યા, ના અઝાન થઈ, ના ઈકામત પઢવામાં આવી, ના સુન્નતો પઢયા, અને ના કોઈ સામુહિક ઝિક્ર કર્યુ, આપ સલ. મુસલ્લાહ ઉપર તશરીફ લઈ ગયા, સફો સીધી કરવાનો હુકમ આપ્યો અને ઈદની બે રકાત નમાઝ પઢાવી, દિવસ હોવા છતાં આ બે રકાતમાં ઉચા અવાજે કિરાઅત પઢયા, પહેલી રકાતના શરૂમાં અને બીજી રકાતના વચ્ચે તકબીરો પઢયા, પહેલી રકાતમાં સૂરએ ફાતિહા પછી કાફ, વલ કુર્આનિલ મજીદ અને બીજી રકાતમાં ઈકતરબતિસ્સાઅતુ વન શક્કલ કમરની તિલાવત કરી.

સલામ ફેરવીને ખુત્બો આપ્યો, મિમ્બર તો હતો નહિં, એટલા માટે બિલાલ હબશીના સહારે ઉભા થયા, અલ્લાહના વખાણ પછી લોકોને વિવિધ પ્રકારની નસીહતો કરી, અલ્લાહથી ડરવાનો હુકમ આપ્યો, અને અલ્લાહની તાબેદારી કરવાની તર્ગીબ આપી, વચ્ચે અલ્લાહની સર્વથી મોટા હોવાની વાત બયાન કરવા માટે તકબીર પણ પઢયા, ખુત્બા પછી થોડીવાર થોભીને જે માર્ગથી ઈદગાહ આવ્યા હતા તે સિવાયના બીજા માર્ગથી ઘેર પાછા ફર્યા, જતાં સમયે હઝરત સઈદ બિન અબિલ આસના





મકાન પાસેથી ગયા હતા અને આવતા સમયે બની ઝુરૈકના માર્ગથી પાછા ફર્યા.



## ઈદની નમાઝ પછી

ઈદગાહમાં લોકોની સંખ્યા વધારે હતી, અને સ્ત્રીઓ પાછળ હતી, શકય છે કે પુરૂષોની સંખ્યા વધારે હોવાના કારણે ખુત્બામાં બયાન થયેલ દીનની વાતો સ્ત્રીઓએ સાંભળી ના હોય એમ વિચારી આપ સ્ત્રીઓને સંબોધવા માટે તશરીફ લઈ ગયા, હઝરત બિલાલ સાથે છે, અને તેમનો હાથ પકડી ચાલી રહ્યા છે, આપે સ્ત્રીઓની મેદનીને સંબોધતા આ આયત તિલાવત કરી :

يَـا اَيُّهَـا الـنَّبِىُّ اِذَا جَائَكَ الْمُؤْمِنَاتُ يُبَايِعْنَكَ عَلٰى اَنْ لَّا يُشْرِكْنَ بِاللّٰهِ شَيْئًا۔

અને ફરમાવ્યું કે દોઝખમાં વધુ પડતી સ્ત્રીઓ હશે, એક સ્ત્રીએ કારણ પુછયું તો જવાબ આપ્યો કે સ્ત્રીઓ અવગણના અને ધણીની નાફરમાની કરે છે.

એ બયાનનો તાત્કાલિક એ ફાયદો થયો કે ઓરતોએ પોતાના ઘરેણાં વીંટીઓ, એરિંગો વિગેરે કાઢીને બિલાલને આપી દીધાં, જેને આપ સલ.એ હકદારોને વહેંચી આપ્યા. *(અબુ દાઊદ શરીફ)*

## ઉમર ! આજે ઈદ છે

આજે ઈદનો દિવસ છે, મુબારક મકાનની બહાર મસ્જીદે નબવીના પટાગણમાં અમૂક હબશી ખેલ– તમાશો બતાવી રહ્યા છે, તેઓની પાસે બાળકોની ભીડ જામેલી છે, સિદીકા આયશા રદિ. નાની ઉમરના હતાં, તેઓને પણ થયું કે આ ખેલ જોવો જોઈએ સરકારે આલમ સલ.ને લાગ્યું કે આયશા ખેલ જોવા ઈચ્છે છે એટલે મુબારક મકાનના દરવાજા પાસે ઉભા થઈ ગયા તેઓની આડમાં હઝરત આયશા ખેલ જોવા લાગ્યા, થોડીવાર પછી આપ સલ.એ પુછયું : આયશા ! જોઈ રહ્યા ? તેમણે જવાબ આપ્યો, હમણાં નહી, છેવટ સુધી જોતાં રહ્યાં, તેવામાં હઝરત ઉમર રદિ. પણ આવી ગયા, આ ખેલ તમાશો જોઈ હબશીયોને મારવા માટે કાંકરા





ઉઠાવવા લાગ્યા, ત્યારે આપ સલ.એ ફરમાવ્યું : ઉમર ! જવા દો, ખેલ બતાવવા દો, આજે તો ઈદ છે. *(મુસ્લિમ શરીફ)*



વહાલસોયા હઝરત ઝૈદ રદિ.ના સાહબઝાદહ, હઝરત ઉસામા રદિ. પણ હઝરત હસન રદિ. અને હઝરત હુસૈનના જેમ આપને વહાલા છે, તશરીફ લાવ્યા, અને અરજ કરી, હુઝૂર ! મખઝૂમ કુટુંબની એક સ્ત્રીએ ચોરી કરી છે અને કુરૈશના માણસોએ મને મોકલ્યો છે કે આપને સિફારિશ કરીને તેની સજા માફ કરાઉ, એ સાંભળી આપ સલ. ગુસ્સે થઈ ગયા, ફરમાવ્યું કે અલ્લાહની હદોને અમલીકરણ કરવામાં સિફારીશ કરી રહ્યા છો ? ! તમારાથી આગલા લોકોનો પણ એટલા માટે જ વિનાશ થઈ ગયો કે પ્રતિષ્ઠિત માણસ ચોરી કરે તો છોડી દેવામાં આવે અને નબળા માણસનો હાથ કાપી દેવામાં આવે.

સાંભળો ! મારી સાહબઝાદી ફાતિમા પણ ચોરી કરે તો એમનો પણ હાથ કાપી દઉ. *(તિર્મિઝી શરીફ)*



ઈદની રાત નિત્યક્રમ કરતાં વધારે ઈબાદતમાં પસાર થઈ હતી અને ઉઘ પણ પુરી થઈ ના હતી એટલે ઈદની નમાઝ પછી સ્ત્રીઓમાં બયાન કરીને આપ સલ. મુબારક મકાનમાં તશરીફ લઈ ગયા, અને બિસ્તર પર ચાદરથી મોઢુ ઢાંકીને સુઈ ગયા, તેવામાં હઝરત આયશા સિદ્દીકા રદિ.ની નવ ઉમર સહેલીઓ આવી અને તેમને મળીને શાયરીઓ ગાવા લાગી, અને સિદ્દીકે અકબર પણ આવી ચઢયા, અને જોયું કે હુઝૂર સલ. આરામ કરી રહ્યા છે અને આ છોકરીઓ શાયરીઓ ગાઈને આપ સલ.ને તકલીફ આપી રહી છે એમ સમજી છોકરીઓને ધમકાવી, એ સાંભળીને હુઝૂર સલ.એ મોઢા પરથી ચાદર હટાવી અને ફરમાવ્યું : એમને ગાવા દો, આ આપણી ઈદનો દિવસ છે. *(બુખારી : ૯૫૨)*



